ઉત્તરા ખંડ યાત્રાની નોંધપોથી

# શ્રી
# બદ્રીનાથ-કેદારનાથ યાત્રા

જમનોત્રી, ગંગોત્રી સહિત ચાર ધામનું
માર્ગ વર્ણન

: પ્રકાશક :
શ્રી. ખેતારામજી રાઠોડ
કચ્છ માધાપુર

ઉત્તરા ખંડ યાત્રાની નોંધપોથી

# શ્રી
# બદ્રીનાથ-કેદારનાથ યાત્રા

· જમનોત્રી, ગંગોત્રી સહિત ચાર ધામનું ·
· · · · માર્ગ વર્ણન · · · · ·

: પ્રકાશક :
શ્રી. ખેતારામજી રાઠોડ
કચ્છ માધાપુર

# નિવેદન

ઘણા દિવસ થયા શ્રી બદ્રીનાથજીના દર્શન કરવાની ઇચ્છા દીલમાં હતી અને એ વિચાર હમેશા મગજમાં ઘોળાયા કરતો હતો. પણ યાત્રાના સમય-સંયોગો અનુકૂળ આવતા નહોતા. આ સાલે પરમાત્માની વિશેષ કૃપા થતા, ભાઈ મનજી જેરામ સાથે યાત્રાએ નીકળવાનું નક્કી થયું અને તેને લગતી તૈયારી કરવા માંડી. ત્યાં તો દૈવઇચ્છાથી ફાગણ સુદ ૪ મંગળવાર તા. ૧૬-૩-૩૭ ને દિવસે મારા મોટા પુત્રની ધર્મપત્ની સંતોક વહુ ફક્ત ૨૩ દિવસના નાના બાળકને મૂકીને સ્વર્ગે સીધાવ્યા. આ નવો જન્મેલ બાળક તથા બીજા બે નાના નાના બાળકોની સંભાળ રાખવાનું અમારા ઉપર આવ્યું એટલે યાત્રાએ જવાનું આ વખતે પણ બંધ રહ્યું. મનથી જાણ્યું કે પ્રભુનો જ્યારે હુકમ થશે ત્યારેજ જવાશે પણ શ્રી બદ્રીનાથ પ્રભુએ તો આ સાલે પુર્ણ-કૃપા કરી જ હતી. એટલે તપાસ કરતા અમારા નજીકના સંગાથી એક બાઈએ નવા જન્મેલ બાળકની સંભાળ રાખવાને, પોતાની ખુશી બતાવી અને દૈવઇચ્છા અનુકૂળ હોવાથી તેને પાસે ધાવણ પણ હતું. બાઈની એક મહિના સુધીની સંભાળથી અમને ધારણા આવી અને બીજો સંઘ નીકળે તેથી પાંચ રોજ પહેલા મારા મોટા પુત્રે પણ મને ઘણો જ આગ્રહ કર્યો અને યાત્રાયે જવાને હિંમત આપી ને ઉત્સાહીત કર્યો. એટલે અમો (સ્ત્રી પુરષ) બન્નેયે યાત્રાએ નીકળવાનું નક્કી કર્યું. રસોઈ કરવાને માટે એક બાઈ માણસને સાથે લેવાની જરૂરત હતી, તે પણ તરત જ મળી ગઈ અને ચૈત્ર વદ ૧૩ શનિવારે અમો યાત્રાયે નીકળ્યા.

હમણા આ યાત્રાના રસ્તામાં સુધારા વધારા થયા છે, એટલે માણસો ધારે છે એટલી બધી મુસ્કેલ નથી. ગંગોત્રી, જમનોત્રીના રસ્તામાં કોઈક કોઈક જગ્યામાં ચટીઓ છેટી છે, અને રસ્તો પણ

પથરીલો અને વધારે ચડાઈ ઊતરાણનો છે. પણ કેદારનાથ અને બદ્રીનાથના રસ્તા તો સાફ સુથરા અને પહોળા છે. બબ્બે ત્રણ ત્રણ માઈલ ઊપર સુંદર ચટીઓ આવે છે અને ખાધા ખોરાકીનો સામાન, વાસણ, દહીં દૂધ વગેરે મળે છે. ઠેકાણે ઠેકાણે પોસ્ટઑફિસ, તારઑફિસ અને ઈસ્પિતાલો છે. બાવાકાલીકમળીવાળાની ધર્મશાળાઓ તથા અન્નક્ષેત્ર છે. દરેક ચટીમાં ચટાઈઓ બિછાવેલી હોય છે અને પાછળના ભાગમાં રસોઈ કરવા માટે ચૂલા તૈયાર પડ્યા હોય છે, માટે જે ધણીની હદમાં આપણે ઊતર્યા હોઈએ, તેની પાસેથી જ આપણે ખાધાખોરાકીનો સામાન લેવો જોઈએ, કારણકે ચટીમાં ઊતરવાનો ચાર્જ તેઓ ખોરાકીના સામાનના ભાવમાંથી વસૂલ કરી લે છે જુદુ કાંઈ આપવું પડતું નથી. દરેક ચટી ઊપર તાજું ગરમ કરેલ દૂધ પાણીની ભેળસેળ વગરનું ચોખ્ખું મળે છે. ઘૃત, સાકર, ચોખા, લોટ, મગની દાળ, આલુ અને લકડી તૈયાર રહે છે. આ દેશમાં પહાડી આલુની પેદાશ ઘણી છે તેથી મોટે ભાગે દરેક ઠેકાણે આલુ મળે છે. બીજી કોઈ શાકભાજી મળતી નથી. રાજગરીની ભાજી કે કાચા કેળાં કોઈ જગ્યાએ ક્વચીત મળે છે. આ દેશમાં ઘઉંની પેદાશને એક વર્ષ લાગે છે. પહાડની સલામીમાં સીડીના પગથિયાં રૂપે ચડ ઉતર પાંચથી દશ ફુટ કે ૧૫ ફુટ ભાગ્યે જ પહોળાં ખેતરો હોય છે. અને તેનો દેખાવ બહુ સુંદર લાગે છે.

તેમાં બરફ પડતાં પહેલાં ભાદરવા માસમાં ઘઉં વવાય છે, અને તેના ઉપર બરફ પડતાં બીજ અંદર દબાઈ રહે છે, અને પછી ચૈત્ર માસમાં બરફ ઓગળતાં તે બીજ ઊગે છે. અષાડમાં પાકીને વઢાય છે. શ્રાવણ અને ભાદરવામાં જમીન ખેડીને તૈયાર કરે છે, ને ફરી વાવણી શરૂ કરે છે. આ દેશમાં ચોરીની બીક બીલકુલ નથી. તો પણ યાત્રીઓએ પોતાનું સંભાળીને સાવધાનીથી રહેવું જરૂરનું છે. કારણ કે યાત્રાળુઓ બધા ય સરખા નથી હોતા. કેટલાક માણસો ભલે આ યાત્રાને કઠણ માનતા હોય પણ મારા મત પ્રમાણે તો બીજી યાત્રાઓથી

ઉત્તરાખંડની યાત્રા શરીર સ્વાસ્થ(આરોગ્યતા) માટે વધારે અનુકૂળ છે. દરરોજ નિયમ પ્રમાણે ઊઠવું, નિયમ પ્રમાણે ચાલવું, સ્વચ્છ જલે સ્નાન કરવું, ઇચ્છા મુજબ ગરમ રસોઈ બનાવી ટાઈમસર ખાવું, ભેળ-સેળ વગનું તાજું દૂધ અને ઘૃત ખાવાનું. રાત્રીએ નિયમ પ્રમાણે સૂઈ રહેવું. વગેરે પોતાની ઇચ્છા પ્રમાણે દરેક નિયમ જાળવી શકાય છે. પગે ચાલવાનું હોવાથી ખાધેલો ખોરાક હજમ થઈ જવાથી ટાઈમસર બરાબર ભૂખ પણ લાગે છે. પોતાની શક્તિ પ્રમાણે ચાલવાનું પણ બની શકે છે. અમારી યાત્રાં દેહરાદુનથી, મસુરી થઈ જમનોત્રીથી ઉત્તરકાશી, ગંગોત્રી બુઢાકેદાર, પવાલી, ત્રિયુગી નારાયણ, ગૌરીકુંડ, કેદારનાથ, ગુપ્તકાશી, ઊખીમઠ, તુંગનાથ, ગોપેશ્વર, ચમોલી, ગરૂડગંગા જોશીમઠ, વિષ્ણુપ્રયાગ, પાંડુકેશ્વર, શ્રી બદ્રીનાથ, વસુંધારા થઈ પાછા વળતા નંદપ્રયાગ. કર્ણપ્રયાગ, રૂદ્રપ્રયાગ, દેવપ્રયાગ સુધી પગે ચાલીને, અને દેવપ્રયાગથી મોટરબસમાં ઋષીકેશ આવીને પૂરી થાય છે અને તેનું વર્ણન આ પુસ્તકમાં આપ્યું છે. આ રસ્તામાં કોઈ મુશ્કેલી હોય તો તે ફક્ત ઠંડી પડવાની જ હોવી જોઈએ માટે વહેલા શરૂઆતના જ ટાઈમમાં ન નીકળતા મધ્ય ભાગમાં નીકળે તો બરફ ગળી જવાથી ટાઢ ઘણી ઓછી થઈ જાય છે. અને વરસાદથી પણ હેરાનગતી થઈ શકતી નથી. પ્રભુકૃપાથી અમોને તો કોઈપણ જાતની તકલીફ થઈ નથી. સળેખમ કે આંખ માથું પણ દુખ્યું નથી. અને સાથે લીધેલાં ગરમ કપડાં કે વરસાદીનો ઉપયોગ આખી બે મહિનાની યાત્રામાં ફક્ત બે કે ત્રણ દિવસ પણ ભાગ્યેજ થયો હતો. બાવીસ માણસનાં સંઘમાં બેજ બાઈઓને બે ત્રણ દિવસ સાધારણ ઝાડા (દસ્ત) થયા હતા. પણ તેને લીધે અમારી ચાલુ યાત્રામાં કોઈ જાતનો વિક્ષેપ થયો ન હતો. ઘણું કરીને ખાવા પીવાની સંભાળ રાખવાથી કોઈપણ જાતની શીકાયત થતી નથી. દૂધ અને ઘૃત વિશેષ પ્રમાણમાં લેવાથી તંદુરસ્તી સારી રહે છે. ગોળ ચણા અને ખટાઈ બનતા સુધી બીલકુલ ન

ખવાય તો વધારે સારું છે. સાદો અને સાત્તીક ખોરાક લેવો વધારે ફાયદાકારક છે. રસ્તામાં પહાડ અને વનસ્પતિઓ તથા ઝરણાંઓનાં દૃષ્ય (દેખાવ) મનોહર લાગે છે. ખેતરમાં કામ કરતાં સ્ત્રીપુરુષો, તથા બાળકો, સોય અને દોરા માગે છે અને તે આપીએ, તો બહુ ખુશી થાય છે. તેઓ યાત્રીઓ ને સ્ત્રીઓને રાણી અને પુરુષોને રાણા કહીને બોલાવે છે અને બહુ જ સરળ સ્વભાવના હોય છે. આ પુસ્તકમાં બીજા ભાગમાં જે ટૂંક હકીકત લખી છે તે અમારી યાત્રાથી બહારની છે. કોઈ યાત્રીને એ રસ્તેથી જવાની જરૂર પડે તો ઉપયોગી થાય એટલા માટે બીજાં પુસ્તકને આધારે તે લખાયલી છે, માટે તેમાં કોઈ ખામી રહી ગઈ હોય તો મને ક્ષમા કરવા અરજ કરું છું. તેમાંનો ઘણો ભાગ તથા ચટીનાં લીસ્ટ, ગોરખપુર ગીતા પ્રેસમાં મળતી 'શ્રી બદ્રીકેદારકી ઝાંકી' નામના પુસ્તકમાંથી લીધેલ છે, કારણ કે તે પુસ્તક યાત્રામાં અમારી સાથે હતું માટે તેના લેખક-સંપાદક તથા પ્રકાશકનો હું હૃદયથી અત્યંત આભારી છું. અમારી કરેલી યાત્રાની નોંધને છપાવતાં કેટલાંક કારણો ને લીધે આટલી ઢીલ થઈ ગઈ છે, તેને માટે દીલગીર છું. ગુજરાતી ભાષામાં આવી હકીકતનાં ઘણા ઓછાં પુસ્તકો જોવામાં આવે છે માટે કોઈ પણ યાત્રી અથવા વાચનાર બંધુને તે જરાયે પણ ઉપયોગી થઈ પડશે, તો કરેલી મહેનત સફળ થઈ લેખાશે.

દેહરાદુનથી જમનોત્રી ગંગોત્રી, કેદારનાથ બદ્રીનાથ થઈ ને દેવપ્રયાગ સુધી ૫૬૪।। માઈલની અમારી પગપાળી યાત્રા ૫૫ દિવસમાં પૂરી થઈ. દેવપ્રયાગ, રૂષિકેશ અને હરદ્વાર ૫૯ માઈલ મોટર બસમાં આવ્યા.

જ્યેષ્ટ વદ ૧ શનિ
સં. ૧૯૯૫
તા. ૩-જુન-૧૯૩૯

નિવેદક
**ખેતા રામજી રાઠોડ**
**માધાપુર કચ્છ**

## યાત્રા કરવા વખતે ધ્યાનમાં રાખવા યોગ્ય બાબતો

૧ સત્ય બોલવું. ચોરી અને હિંસા ન કરવાં

૨ કોઇનું મન ન દુખાય અને પોતાને લીધે બીજા ને દુ:ખ ન થાય તે ધ્યાનમાં રાખવું અને બ્રહ્મચર્ય પાળવું.

૩ પ્રસન્ન મનથી, સદાય શાંત ચિત્ત રાખી સંતોષમાં રહેવું

૪ બીજાનું અન્ન બનતા સુધી ન ખાવું. વાસી અન્ન ન જમવું.

૫ પોતાના અથવા પોતાના જાણીતા માણસોના હાથનો બનાવેલ સાત્વિક ખોરાક પોતાને માફક આવે તેવો લેવો.

૬ ખાટલા ઉપર કે બીજાના બીછાના ઉપર સૂવું નહિ.

૭ બની શકે તો તીર્થમાં પહેલે દિવસે ઉપવાસ કરવો.

૮ તીર્થનું કૃત્ય, સ્નાન, તર્પણ, શ્રાધ (સરાવણુ) દરશન કર્યા પછી અને નીત્યનિયમ (પાઠપૂજા ઇશ્વરનું ભજન જપ) કર્યા પછી જમવું. સવારમાં વહેલાં ઊઠવું. પવીત્ર પણે રહેવું, દરોજ શ્રી બદ્રીનાથજીની સ્તુતિ ("પવન મંદ સુગંધશીતલ") કરવી. ગરૂડ ભગવાન ને યથા

શકિત થાળ ધરાવવો અને યથાશક્તિ કંઈક પણ દાન દરરોજ કરવું.

૯ પ્રાતઃકાળ ઊઠતાં વેંત જ પરમાત્માનું ધ્યાન કરી તેનું સ્મરણ કરવું. ભૂખ્યા ભૂખ્યા (નરણે કોઠે) કદાપી જલ ન પીવું. કંઈક ખાધા પછી જ જલ પીવું જોઇએ કે જેથી બદહજમી ન થાય.

૧૦ ચાલતાં ચાલતાં જળપીવાની જરૂરત પડે તો થોડીવાર વિશ્રાંતિ લઇને પછી જળ પીવું. ગંગાજળ કે ઝરણાનું જળ પાત્રમાં ભરી થોડીવાર સ્થિર રાખવાથી કોર તળે બેસી જાય ત્યાર પછી પીવું. અજાણી ચીજ કે ફળફૂલ ન ખાવા.

૧૧ બની શકે અને માફક આવે તો સવારે કંઇક નાસ્તો કરી ને ચાલવું. મધ્યાહ્નના તડકા વખતે, ચાલવાનું બંધ કરી વિશ્રાંતિ લેવી અને ધીરજ રાખી પોતાની શક્તિ પ્રમાણે ચાલવું.

૧૨ દુકાનની બનાવેલી કપુરી, મીઠાઈબનતાં સુધી ન ખાવી.

૧૩ ગોળ ચણા [દાળિયા] સતુઓ, ખટાઈ બીલકુલ ન ખાવાં એથી આંકડી અને દસ્ત [ઝાડા] થવા સંભવ છે.

૧૪ કપડાં બીછાના તથા વાસણ હમેશાં સાફ વાપરવાં.

૧૫ સવારથી ૧૦ વાગ્યા સુધી ચાલવું અને બપોરના ત્રણ વાગ્યા પછી ચાલવું. એ ટાઇમ વધારે સગવડવાળો થાય છે ને આરામ મળે છે,

૨૧૮૦૫



૧૬ શરૂઆતમાં ચાર પાંચ દિવસે પગને થાક લાગશે, તે તલ અથવા સરશિયા તેલથી માલેશ કરીને ગરમ પાણીથી ધોઇ નાખવાથી થકાવટ મટી જાય છે.

૧૭ ઝાડાને રોકવાની દવા અને કબજ થએલા ઝાડાને નીકળવાની રેચક દવા થોડી થોડી સાથે રાખવી જોઇએ. માથાની શરદી હટાવવા માટે અમૃતાંજન બામ અથવા ઓરીએન્ટલ બામ કે તજનો અર્ક સાથે લેવો જોઇએ.

૧૮ કપુર અને ફુદીનાનો અર્ક પણ બની શકે તો સાથે રાખવો.

૧૯ પગરખાં [રબરના તાળયાવાળાં હલકા અને મજબૂત લેવા જોઇએ. વાંસની લાકડી એક મજબૂત અને હલકી લોઢાના ખીલાવાળી લેવી.

૨૦ શેતરંજીમાં હલકું બીછાનું બંધાઇ જાય તેટલું વરસાદી કપડું [મીણનું] લેવું જેથી બીછાનું વરસાદથી સુરક્ષીત રહે.

૨૧ ઓઢવાને માટે બે કામળ અને એકાદ રૂ વાળી હલકી રજાઇ, ગરમ ગંજીફરાક કે સ્વેટર અને એક ગરમ કોટ પાટલુન.

૨૨ સુતરાઊ ગંજી ૩ પેરણ ૩ અને કોટ ૨ અને પાટલુન અથવા ચોરણો.

૨૩ છત્રી નંગ ૧ તથા લાલટેન નંગ ૧ પાણી બાલ્ટી નંગ ૧

૨૪ રસ્તામાં નાસ્તા માટે સૂકો મેવો બદામ, કીસમીસ, ખારેક વગેરે પોતાની શક્તિ અનુસાર.

૨૫ નીમક, મરચાં, હળદર, ધાણાજીરૂ વગેરે મસાલો વાટેલો જુદો જુદો સાથે લેવો.

૨૬ શક્તિ હોય તો વરસાદી કોટ અને ફ્લેશ લાઈટ (ખીસાની વીજળી બત્તી) લેવી.

૨૭ એક માણસની દરરોજની ખોરાકી રૂ. ૦॥ થી ૧ સુધી શક્તિ પ્રમાણે આવે છે. તે હિસાબે તથા પોતાને ત્યાં વાવરવાને કે દાનપૂણ્ય કરવાને જે શક્તિ હોય તેણે પ્રમાણમાં તેટલા રૂપિયા સાથે લઇને નીકળવું. ગરીબ માણસ સાધારણ વસ્ત્રો સાથે ૫૦) પચાસ રૂપિયામાં યાત્રા સુખેથી કરી આવે છે.

ઉપર લેખેલ ચીજો ઘણીખરી હરદ્વારમાંથી મળી શકે છે. ઉપરની લખેલ ચીજોની યાદી સાધારણ સ્થિતિના માણસો માટેની છે, તેમાં પોતાની શક્તિ પ્રમાણે ઓછી વધતી લઈ શકાય છે.

**સૂચના.** ઊત્તરાખંડની. યાત્રામાં બીલકુલ ઉતાવળ કરવી નહિ. શાંતી રાખવી. દરેક રસ્તામાં, તેમજ દરેક ચટ્ટીએ કયા ક્યા તીર્થ છે, કોના કોના દર્શન છે, ત્યાંનો શું માહાત્મ્ય છે વગેરે વગેરે તપાસ કરી તેનો લાભ લેવો કારણ કે આ યાત્રાનો લાભ પુર્ણ ભાગ્યશાળીને જ બીજી વખત મળી શકે છે.

સુજ્ઞેષુ કિં બહુનાં

ચલો હો સાધુ, ચલો હો સંતો, ચારેં ધામ કરી આઈયે;
દરશન કરી, બદ્રીનાથ સ્વામી, આવાગમન મીટાઈયે. ટેક.

કૌન દિશામેં જગન્નાથ સ્વામી, કૌન દિશામેં રામનાથ હૈ,
કૌન દિશામેં રણછોડ ત્રીકમ, કૌન દિશામેં બદ્રીનાથ હૈ.
ચલો હો સાધુ, ચલો હો સંતો, ચારેં ધામ કરી આઈયે— ૧

પુર્વ દિશામેં જગન્નાથ સ્વામી, દક્ષિણ દિશામેં રામનાથ હૈ,
પશ્ચિમ દિશામેં રણછોડ ત્રીકમ, ઉત્તર દિશામેં બદ્રીનાથ હૈ.
ચલો હો સાધુ, ચલો હો સંતો, ચારેં ધામ કરી આઈયે— ૨

કૌન કારણ જગન્નાથ સ્વામી, કૌન કારણ રામનાથ હૈ,
કૌન કારણ રણછોડ ત્રીકમ, કૌન કારણ બદ્રીનાથ હૈ;
ચલો હો સાધુ, ચલો હો સંતો, ચારેં ધામ કરી આઈયે. ૩

ભોગ કારણ જગન્નાથ સ્વામી, યોગ કારણ રામનાથ હૈ,
રાજ કારણ રણછોડ ત્રીકમ, તપ-કારણ બદ્રીનાથ હૈ;
ચલો હો સાધુ, ચલો હો સંતો, ચારેં ધામ કરી આઈયે. ૪

કહા ચડત જગન્નાથ સ્વામી, કહા ચડત રામનાથ હૈ,
કહા ચડત રણછોડ ત્રીકમ, કહા ચડત બદ્રીનાથ હૈ;
ચલો હો સાધુ, ચલો હો સંતો, ચારેં ધામ કરી આઈયે. ૫

અટકા ચડત જગન્નાથ સ્વામી, ગંગોત્રી ચડત રામનાથ હૈ,
માંખણ મીશ્રી રણછોડ ત્રીકમ, ફળ મેવા ચડત બદ્રીનાથ હૈ;
ચલો હો સાધુ, ચલો હો સંતો, ચારેં ધામ કરી આઈયે. ૬

કૌન પદ જગન્નાથ સ્વામી, કૌન ફલ રામનાથ હૈ,
કૌન ગતી રણછોડ ત્રીકમ, કૌન થલ બદ્રીનાથ હૈ;
ચલો હો સાધુ, ચલો હો સંતો, ચારેં ધામ કરી આઈયે. ૭

અપર પદ જગન્નાથ સ્વામી, પરમ પદ રામનાથજી હૈ,
અગમ પદ રણછોડ ત્રીકમ, નિગમ પદ બદ્રીનાથજી હૈ;
ચલો હો સાધુ, ચલો હો સંતો, ચારોં ધામ કરી આઈયે. ૮

કૌન વરણ જગન્નાથ સ્વામી, કૌન વરણ રામનાથજી હૈ,
કૌન વરણ રણછોડ ત્રીકમ, કૌન વરણ બદ્રીનાથજી હૈ;
ચલો હો સાધુ, ચલો હો સંતો, ચારોં ધામ કરી આઈયે. ૯

બ્રાહ્મણ વરણ જગન્નાથ સ્વામી, સંન્યાસી વરણ રામનાથજી હૈ,
ક્ષત્રી વરણ રણછોડ ત્રીકમ, પુરણબ્રહ્મ બદ્રીનાથજી હૈ;
ચલો હો સાધુ, ચલો હો સંતો, ચારોં ધામ કરી આઈયે. ૧૦

કયા અસવારી જગન્નાથ સ્વામી, કયા અસવારી રામનાથજી હૈ,
કયા અસવારી રણછોડ ત્રીકમ, કયા અસવારી બદ્રીનાથજી હૈ;
ચલો હો સાધુ, ચલો હો સંતો, ચારોં ધામ કરી આઈયે. ૧૧

રથ અસવારી જગન્નાથ સ્વામી, નંદી અસવારી રામનાથજી હૈ,
ગરૂડ અસવારી, રણછોડ ત્રીકમ, હંસ અસવારી બદ્રીનાથજી હૈ;
ચલો હો સાધુ, ચાલો હો સંતો, ચારોં ધામ કરી આઈયે. ૧૨

ચલો હો સાધુ, ચલો હો સંતો, શ્વેત ગંગા નહાઈયે,
દરશન દયો જગન્નાથ સ્વામી, આવાગમન મીટાઈયે. ૧૩

ચલો હો સાધુ, ચલો હો સંતો, બીન્દુ સરોવર નહાઈયે,
દરશન દયો રામનાથ સ્વામી, આવાગમન મીટાઈયે. ૧૪

ચલો હો સાધુ, ચલો હો સંતો, ગોમતી ગંગા નહાઈયે,
દરશન દયો રણછોડ ત્રીકમ, આવાગમન મીટાઈયે. ૧૫

ચલો હો સાધુ, ચલો હો સંતો, તપત કુંડમાં નહાઈયે,
દરશન દયો બદ્રીનાથ સ્વામી, આવાગમન મીટાઈયે. ૧૬

ચલો હો સાધુ, ચલો હો સંતો, રેતસ કુંડમાં નહાઈયે,
દરશન દયો શ્રી કેદાર સ્વામી, આવાગમન મીટાઈયે. ૧૭

ચારોં ધામ કી પંચ આરતી, જો નિશીદિન ગાત હૈ,
ધ્યાન જપ તપ–પુર્ણ સિદ્ધિ, આપ મેં આપ સમાત હૈ;
ચલો હો સાધુ, ચલો હો સંતો, ચારોં ધામ કરી આઈયે. ૧૮

# શ્રી. ગંગોત્રીજીની આરતી

જય ગંગેમાઈ હર ગંગેમાઈ, સગરલાલ તારનકું, ઈસ જગમેં આઈ.
વિષ્ણુ ચરણસેં નીકસી જ્યોતિ જગતછાઈ, (ગંગેજ્યોતિ જગતછાઈ)
શીવને શીશ ચડાઈ (શીવને શીશ ચડાઈ) સુરનર મુની ધ્યાઈ,
જય ગંગેમાઈ હર ગંગેમાઈ, સગરલાલ તારનકું ઈસ જગમેં આઈ, ૧

ઉજવલ જલસુચી સીતલ, નિર્મલ હૈ ધારા (ગંગે નિર્મલ હૈ ધારા)
કો ગણી શકે અસંખ્યન (કો ગણી શકે અસંખ્યન) પતીતન કું તારા
જય ગંગેમાઈ હરગંગેમાઈ, સગરલાલ તારનકું ઈસ જગમેં આઈ ૨

આહે ચડી શિર ઉપર, છત્રમુકુટ રાજે (ગંગે છત્રમુકુટ રાજે)
ગળે મણીહાર બીરાજે (ગળે મણીહાર બીરાજે), સુંદર છબી છાજે
જયગંગેમાઈ હરગંગેમાઈ, સગરસુત તારનકું ઈસ જગમેં આઈ ૩

સનકાદીક બ્રહ્માદીક નિત્ય તુંમકો ધ્યાવે (ગંગે નિત્ય તુમકું ધ્યાવે)
પુષ્પના હાર ચડાવે (પુષ્પના હાર ચડાવે) સાદર ગુણ ગાવે
જયગંગેમાઈ હરગંગેમાઈ, સગરસુત તારનકું ઈસ જગમેં આઈ ૪

લીલા અલખ તુમ્હારી, નહિ કોઈ જાણી (ગંગે નહિ કોઈ જાણી)
તારો જન સ્યામાકું (તારો જન સ્યામાકોં) શ્રી ગંગે મહારાણી
જયગંગેમાઈ હરગંગેમાઈ, સગરલાલ તારનકું ઈસ જગમેં આઈ ૫

શુદ્ધ ચિતસેં ગંગાકો ધરે નિરંતર ધ્યાન. (ગંગે ધરે નિરંતર ધ્યાન)
જન્મ મરણસેં રહીત રહે (જન્મ મરણસેં રહીત રહે) પાવે પદ નિર્વાણ
જયગંગેમાઈ હરગંગેમાઈ, સગરલાલ તારનકું ઇસિ જગમેં આઇ ૬

ગંગા જમુના ગોદાવરી સિંધુ સરસ્વતી સંગ,
સકલતિરથ વસે તહાં, જહાં હરિકથા પ્રસંગ.
જયગંગેમાઈ હરગંગેમાઈ, સગરલાલ તારનકું ઇસિ જગસે આઇ, ૭

## શ્રી કેદારનાથની સ્તુતિ

શ્રી સતીશ ઉદારશંકર, ભય વિભસ્તક દુઃખ હરમ્
ઉમા ગજાનન સુંદ નંદી, શ્રી કેદારનાથ ભજામ્યહમ્ ૧
શૈલ શુભ્ર નગેશ ઉપર, હેમ મંદીર શોભીતમ્
સમીપ સરસ્વતિ હે મંદાકીની, શ્રી કેદારનાથ ભજામ્યહમ્ ૨
સલીલ કુંડ પ્રચંડ પુતક, રેતસ કુંડ મનોહરમ્
હંસકુંડ પાર્સવ સુંદર, શ્રી કેદારનાથ ભજામ્યહમ્ ૩
કર ત્રિશુલ મહાન ડમરૂ, નાદવાદ વિશારદમ્
પ્રથમ ગણભીચ નૃત્ય ધીકધીક, શ્રી કેદારનાથ ભજામ્યહમ્ ૪
શ્રી કેદાર ઉદાર સ્તોત્રં, સુખ સૌભાગ્ય પ્રદાયકમ્
ભજત મહિધર પાવે. નરગણ, શ્રી. કેદારનાથ ભજામ્યહમ્ ૫

## શ્રી. બદ્રીનાથજીની સ્તુતિ

**રાગ પ્રભાતી**

જય જય શ્રી બદ્રીનાથ, યોગ ધ્યાન વાલા. ટેક.
દંડ તો વિચિત્ર ચલે, છાઈ મેઘ માલા.
પવન તો ઝક ઝોર વહે, બરફકા હિમાલા. જયજય શ્રી બદ્રીનાથ—૧.

કામધેનુ કલ્પવૃક્ષ, ઠાડે નંદલાલા,
કરુણા કે સિંધુ પ્રભુ, ભક્તનકે પ્રતિપાલા. જયજય શ્રી બદ્રીનાથ—૨.

શંખ ચક્ર ગદા પદ્મ, ક્રીટ મુકુટમાલા,
મેખલી જડાવ જડી, તીલક લલીત ભાલા. જયજય શ્રી બદ્રીનાથ—૩.

અલકનંદા ઋષિ ગંગા, ઔર કુર્મ ધારા,
તપ્ત કુંડ નહાઈ પ્રભુ, પાપ સબૈ જારા, જયજય શ્રી બદ્રીનાથ—૪.

શ્રી વિશાલ પ્રભુ પતિ, દીન કે દયાલા,
બ્રહ્મા જાકે વેદ પઢે, ઇંદ્રાદીક જવાલા. જયજય શ્રી બદ્રીનાથ—૫.

## શ્રી બદ્રીનાથજીની સ્તુતિ

પવન મંદ સુગંધ શીતલ, હેમ મંદિર શોભીતં,
નિકટ ગંગા વહત નિર્મલ, શ્રી બદ્રીનાથ વિશ્વંભરં—૧.

શેષ સુમરન કરત નિશીદિન, ધરત ધ્યાન મહેશ્વરં,
શ્રી વેદ બ્રહ્મ કરત સ્તુતિ, શ્રી બદ્રીનાથ વિશ્વંભરં—૨.

ઇંદ્ર ચન્દ્ર કુબેર ધુની કરી, ધૂપ દીપ પ્રકાશીતં,
સિદ્ધ મુનીજન કરત જયજય, શ્રી બદ્રીનાથ વિશ્વંભરં—૩.

શકતી ગૌરી ગણેશ શારદ, નારદ મુની ઉચ્ચારણં,
યોગ ધ્યાન અપાર લીલા, શ્રી બદ્રીનાથ વિશ્વંભરં—૪.

યક્ષ કિન્નર કરત કીર્તન, ગંધર્વ જ્ઞાન પ્રકાશીતં,
શ્રી લક્ષ્મી કમળા ચમર ડોલે, શ્રી બદ્રીનાથ વિશ્વંભરં—૫.

કૈલાસમેં એક દેવ નિરંજન, શ્રી શૈલ્ય શિખર મહેશ્વરં,
રાજા યુધિષ્ઠર કરત સ્તુતિ, શ્રી બદ્રીનાથ વિશ્વંભરં—૬.

તમ કુંડકી અધિક મહીમા, દસે દિશા યશ ગાયનં,
શ્રી નરનારાયણ કરત સેવા, શ્રી બદ્રીનાથ વિશ્વંભરં—૭.

શ્રી બદ્રીનાથજીકી પઢત સ્તુતિ, હોત પાપ વિનાશનં,
કોટી તીરથ ભયો પુણ્ય, પ્રાપ્ત યે ફલ દાયકં—૮.

## શ્રી. કેદારનાથ અને બદ્રીનાથ રસ્તાનાં તીર્થનું ભજન

### રાગ પ્રભાતી

શ્રી કેદાર–બદ્રીનાથ દર્શનકું ચલો રે, શ્રી કેદાર–બદ્રીનાથ દર્શનકું ચલો રે. ટેક

પુરજન પરિવાર ત્યાગ મોહનીદ્રા સોઈ, જાગ ગુરૂ ગણેશ પાય લાગ.
કામ ક્રોધ લોભ મોહ; કલીમલ સબ તજ રે, શ્રી કેદાર–બદ્રીનાથ દર્શનકું—૧

હરીદ્વાર ગંગાધાર નહાવત સબ પાપ જાત, કુશાવર્ત પિતૃતાર,
નીલ બીલ અરસી પરસી દક્ષ દર્શન કરો રે, શ્રી કેદાર–બદ્રીનાથ દરશનં—૨

ઋષીકેશ વીમલ દેશ ભરથ જહાં દરશ દેત, શત્રુઘ્ન અતિ સુબેષ,
સંતનકો તહાં નિવેશ લક્ષ્મણ પદ ગ્રહો રે. શ્રી કેદાર–બદ્રીનાથ દરશનં—૩

ઝુલાપુલ ઊતરી પાર બીજનંદા ચડ પહાડ ચટ્ટીન કા મગ નીહાળ,
વ્યાસ ગંગા વીમલધાર વ્યાસ દર્શન કરો રે, શ્રી કેદાર–બદ્રીનાથ દરશનં—૪

દેવન કો પયાગ જહાં ગંગાકો સંગમ તહાં, પિતૃ કે પીંડ હોત,
શ્રી રામચંદ્ર દર્શન દેત શ્રી વિશ્વનાથ ભજ રે, શ્રી કેદાર–બદ્રીનાથ દરશનં—૫

બીલ્વ હે કેદાર જહાં અર્જુન શિવ યુદ્ધ તહાં, કમલેશ્વર રૂદ્ર તહાં,
નારદ કો મોહ જહાં કાલી ઢીગ બસ રે, શ્રી કેદાર–બદ્રીનાથ દશરનં—૬

રૂદ્ર પ્રયાગ રૂદ્ર દેખ ગંગાન કો સંગ દેખ, મુની અગસ્ત ધ્યાન દેખ,
ગુપ્ત કાશી ઈશ દર્શ ગંગા જમુના નહાવ રે, શ્રી કેદાર–બદ્રીનાથ દશરનં—૭

ત્રિયુગી નારાયણ જહાં તીન યુગસેં ધુણી તહાં, હોત હવન નીત્ય વહાં,
શિવ સતી કો બ્યાહ વહાં તીન કુંડ નહાવરે, શ્રી કેદાર બદ્રીનાથ દરશનં—૮

ગૌરી કુંડ ગરમ નીર નહાવત સબ તજત પીર, આગે હય ભૈરવ વીર,
ભીમગોડા રહો રે, શ્રી કેદાર–બદ્રીનાથ દર્શનકું ચલ રે—૯

શ્રી કેદાર ઊદક કુંડ મંદાકીની રેત કુંડ, લાગત તહાં બહુત ઠંડ,
શૈલ્ય તુંગ અતિ ઉતંગ બરફકો નિવાસ રે, શ્રી કેદાર–બદ્રીનાથ દરશનં–૧૦

કરકે દર્શન કેદાર કોટી જન્મ પાપ જાર, ઉખી મઠ પંચકેદાર,
દર્શન તહાં અતિ ઉદાર નૈન સુફલ કર રે, શ્રી કેદાર–બદ્રીનાથ દર્શન—૧૧

શૈલ્ય તુંગ અતિ ઉતંગ, તુંગ નાથ તાકે અંગ,
શીશગંગ ઊર ભુજંગ દેખત તું ચલરે, શ્રી કેદાર બદ્રીનાથ દરશનં–૧૨

ગોપેશ્વર ગોપીનાથ જોડ કું તુમ જાઈ હાથ, ગરૂડ ગંગા રહો રાત,
ગણેશગંગા નહાવ પ્રાત, જોશી મઠ રહોરે, શ્રી કેદાર–બદ્રીનાથ દરશનં–૧૩

ગાદી બદ્રીશજીકી ઝાંખી નરસિંહજીકી, ઉત્તર દીશા અલકનંદા,
વિષ્ણુ ગંગા કીયો સંગ વિષ્ણુ કો પ્રયાગ રે, શ્રી કેદાર–બદ્રીનાથ દરશનં–૧૪

બદ્રી કો સુક્ષ્મ દેશ, આય ગયો પંડુકેશ,
દર્શન તહાં શેષજીકા પાતક સબ તજરે, શ્રી કેદાર–બદ્રીનાથ દરશનં–૧૫

આગે હે હનુમાન વીર જાત્રીન કું દેત ધીર, હીમ ગંગા પરસી નીર,
શિલા રૂપ શ્રી કુબેર શ્રી ગણેશ, અરસી પરસી પુરીમેં તબ ચલ રે.
શ્રી. કેદાર–બદ્રીનાથ દરશનં–૧૬

બાદલ કી ઘટાઘોર, વરસત હીમ થોર થોર,
ઠંડ હોત પ્રબળ જોર ગંગ સૌર સુન રે, શ્રી કેદાર–બદ્રીનાથ દરશનં–૧૭

ઋષી ગંગા કુર્મધારા પહલાદ, ઉષ્ણધાર તમ કુંડ પાપ જાર,
દર્શન કર આદિ કેદાર મંદીરકું તબ લખરે, શ્રી કેદાર–બદ્રીનાથ દરશનં–૧૮

નર નારાણ વામ લીયે, ધ્યાન ધનદ ઈશ દીયે ઊધવ મુની અગ્રકીયે,
સબકું નીજ દૃષ્ટિ દીયે વાકે પદ નાવરે, શ્રી કેદાર બદ્રીનાથ દરશનં–૧૯

કમલાકો નાવ માથ મીલત જહાં, ભોગ ભાત સકલ જાત તહાં ખાત,
ત્યાગે સો નરક જાત મહાતમ કું સુનરે, શ્રી. કેદાર બદ્રીનાથ દરશનકું–૨૦

બ્રહ્માકો જહાં કપાલ, પીતૃ તરત તહાં ઉતાલ,
નારદકુંડ અઘ ધોઈ ડાલ ગંગ અંગ મલરે, શ્રી કેદાર બદ્રીનાથ દરશનં–૨૧

શેષનેત્ર વેદ ધાર માતા મૂર્તિ અતિ ઊદાર શ્રી ગણેશ ગુફાદ્વાર
વ્યાસ મથ્યો વેદ સાર વસુધારા નહાવરે, શ્રી કેદાર બદ્રીનાથ દરશનં–૨૨

તપ્તકુંડમે દયો દાન વિપ્રન કું વિષ્ણુ માન, સુકલવચન સુનકે કાન,
યાત્રા તબ સુફલ જાણુ ધરકું તબ પલટરે, શ્રી. કેદાર બદ્રીનાથ–૨૩

આયઉ તબ નંદ પ્રયાગ નહાયઉ, તબકર્ણ પ્રયાગ આદી બદ્રીતબ વિભાગ,
ભજન હૈ પ્રભાતી રાગ પઢો પાઠ નીત્યરે,
શ્રી કેદાર બદ્રીનાથ દરશનકું ચલો રે–૨૪

# શ્રી બદ્રીનાથ-કેદારનાથ યાત્રા

## ભાગ પહેલો.

### શ્રી ગણેશાયનમ ;

સંવત, ૧૯૯૩ના વર્ષે ચૈત્ર વદ ૧૩ શનિવાર તારીખ ૮ મે, સને ૧૯૩૭ ને દિવસે સવારના માધાપુરથી રવાના થયા. સાથે ભાઇ મનજી જેરામ પણ કુટુંબ સહિત હતા, તથા રસ્તામાં કુકમાં સ્ટેશનથી હાજાપુરવાલા ભાઇ હીરજી વીશ્રામ અને રેહાવાલા ભાઇ ગોવીંદ ડાયા પણ કુંટુંબ સહિત સાથે થયા. એમ અમે ચારે જણના કુટુંબના મળીને કુલ ૧૭ માણસનો સંઘ રવાના થયા તે તારીખ ૧૧ મે, વૈશાખ સુદ ૧ મંગળ વારે સવારમાં દિલ્હી પહોંચ્યા અને તેજ દિવસે ત્યાંથી રવાના થઇ સાંજનાં શ્રી કુરૂક્ષેત્ર પહોંચ્યા અને ત્યાં ધર્મશાળામાં રાત્રી નિવાસ કર્યો. સવાર થતાં જ તિર્થના ગોર મહારાજો ચોપડા લઇને આવ્યા. મારા પૂજ્ય માતુશ્રીજી સંવત ૧૯૫૮ની સાલે, શ્રી બદ્રાનાથની યાત્રાએ ગયેલ ત્યારે તેઓ પણ

શ્રી કુરૂક્ષેત્રમાં આવેલ હતાં એટલે જેના પાસે તેમના નામ નીકળ્યાં તેને જ અમે તિર્થ ગોર તરીકે સ્વીકાર્યા અને તેનું નામ સરધારામ પ્રેમનાથ હતું,

## કુરૂક્ષેત્રમાં

૧, રામહૃદ [સુરજ કુંડ] ૨ કુરૂક્ષેત્ર ૩ જોતેશ્વર મહાદેવ ૪ બાણગંગા ૫ સરસ્વતિ ૬ થાનેશ્વર મહાદેવ ૭ ભદ્રકાલી એટલા મુખ દર્શન છે. ગોર મારફતે સરાવણાંની સામગ્રી મગાવી પ્રથમ અમે રામહૃદ એટલે સુરજકુંડ ગયા અને ત્યાં યથાવિધિ પીંડદાન કર્યું, અને ત્યાં દુર્ગાદેવી અને લક્ષ્મીનારાયણના દર્શન કર્યા અને બાજુમાં પાંચ પાંડવ શ્રી કૃષ્ણ તથા ભીષ્મ પિતામહના દર્શન કર્યા. ત્યાંથી આગળ ચાલતાં કુરૂક્ષેત્ર આવે છે. અહીંઆં એક મોટું તળાવ છે. આસરે એક માઇલ સમચોરસ હશે અને તેને ફરતા ચારે બાજુએથી પાકી સીડીઓ બાંધી લીધેલ છે. તેમાં લાખો કમળના ફૂલ ધોળા, રાતા અને ગુલાબી વીગેરે જાત-જાતના રંગમાં ખીલી નીકળ્યાં હતા તે જોઇને ઘડીવાર મનને ખુબ આનંદ આવે છે. તળાવમાં સ્નાન તર્પણ કરીને પછી કૌરવપાંડવ, ભીષ્મ પિતામહ, કૃષ્ણ તથા હનુમાનજી દર્શન કર્યા. મંદિરોની બાંધણી આગળની હિંદુસ્થાનની કારીગરીની સાક્ષી પુરે તેવી છે. અહીંઆં યાદ રાખવાનું છે કે ઉપર લખ્યાં સાતે મુખ્ય દર્શનનાં સ્થાન છેટે છેટે આવેલા

છે એટલે અમો સરવે સંઘ મળીને એક મોટર લોરી સ્પેશીઅલ ભાડે કરી હતી, કે જેથી કરીને બધા દર્શન તરત સવારના ભાગમાં જ થઇ જાય. ત્યાંથી ચાલ્યા જોતેશ્વર મહાદેવ આવ્યા. આ જગ્યા લગભગ પાંચેક માઇલ છેટી હશે. અહીંયાં અર્જુનને મોહ થયો ને ધનૂષ મુકી દીધું ત્યારે શ્રીકૃષ્ણે અર્જુનને ગીતાજીનો ઉપદેશ અને વિશ્વરૂપના દર્શન કરાવેલ છે એમ પંડાએ કહ્યું. અહીંયાં એક તૂટેલી હાલતમાં તળાવ છે તેને કાંઠે જોતેશ્વર મહાદેવનું મંદિર છે. અને બાજુમાં સૂર્યનારાયણનું નાનકડું અને પુરાતન મંદિર છે. તળાવને કાંઠે એક મોટું અને સઘન વડનું ઝાડ છે. તેને નીચે પાકો પથ્થરનો એક ચબુતરો આશરે ત્રીસ ત્રીસ ફુટનો સમચોરસ છે અને તેના ઉપર એક નાનકડી દેરી છે. અહીં બાહ્મણ રહે છે અને યાત્રીઓને કહે છે કે આ ઠેકાણે શ્રી કૃષ્ણે ગીતાજીનો ઉપદેશ અર્જુનને કરેલ છે, માટે ગીતાજીનો પાઠ કરાવવાનું બહુ મહાત્મ્ય છે. જેથી અમોએ પણ અગીઆરમા અધ્યાયનો પાઠ કરાવી સાંભળીને ત્યાં આગળથી ચાલ્યા તે બાણગંગા આવ્યા. અહીંયાં કુંડ છે. તેમાં આચમન કરી ભીષ્મપિતામહની સજ્યા અને શ્રીકૃષ્ણ તથા પાંચે પાંડવ તથા દ્રુપદાજી કર્ણ અને કૌરવ અને શ્રી ગંગાજીના દર્શન કરી અને એક નાનકડું તળાવ છે તેમાં માર્જન કરી ત્યાંથી સરસ્વતિ કુંડ ગયા. અહીંયાં એક મોટો વિશાળ કુંડ છે. અને તેને ચારે તરફ પાકી પથ્થરની મનોહર સીડીયો અને વડના મોટાં

મોટાં ઝાડ અને બીજા પણ ઝાડો છે. જગ્યા બહુ જ સુંદર અને રમણીય છે. કુંડમાં આચમન લઇને જરા આગળ થાનેશ્વર મહાદેવનું મોટું મંદિર છે, તેમાં મહાદેવજીને જલ તથા બીલ્લીપત્ર ચડાવી પૂજા કરી. મંદિરમાં ઘણા સારા ભાવવાહી ચિત્રો છે. મહાભારતને લગતા કેટલાંક ચિત્રો બહુ આકર્ષક અને મનને આનંદ આપે તેવાં છે. કહે છે કે આ થાનેશ્વર મહાદેવની સ્થાપના કરી અને પછી મહાભારતનું યુદ્ધ શરૂ થયું હતું. બાજુમાં લક્ષ્મીનારાયણ તથા શ્રી બદ્રીનાથજીના પણ દર્શન છે. ત્યાંથી ચાલ્યા ને ભદ્રકાલી આવ્યા. અહીંયાં નીચે ભદ્રકાલીનાં અને ઉપર વાગેશ્વરીનાં દર્શન છે. આ જગ્યા શકિતપીઠો માની એક છે, અને એક કૂવો છે. અને તેમાં માટીના પકાવેલા ઘોડા ચડાવાય છે તથા પૂજા થાય છે. ત્યાંથી ચાલ્યા ને પાછા ધર્મશાળામાં આવ્યા. લગભગ બાર વાગ્યાનો સમય થઇ ગયો હતો એટલે પછી રસોઇ કરી અને જમ્યા અને આરામ કર્યો. અભિમન્યુનો અક્રાવો અહીંથી ઘણો છેટો હોવાથી તેમજ સાંજે દિલ્હીમાં આઠમા એડવર્ડ શહેનશાહના વિલાયતમાં રાજ્યાભિષેકની રોશનીની ધામધુમ હોવાથી સંઘમાંથી કેટલાંકની મરજી દિલ્હી જવાની થઇ એટલે ચક્રાવા ભુમી જોવા જવાનું મુલતવી રાખી અને સ્પેશીયલ મોટર લોરી ભાડે કરી સાંજે ચાર વાગે ત્યાં રવાના થઇ લગભગ સાડા છ વાગે અમો દિલ્હી આવ્યા અને ત્યાં ખંભરાવાલા ભાઇ વરજાંગ મુળજીને ત્યાં રાતવાસો રહ્યા. તેમના માણસોએ અમારી સારી રીતથી મહેમાનગીરી કરી

અને સુંદર સેવા બજાવી. રાત્રે રોશની વગેરે ધામધુમ જોઇને આરામથી નિદ્રાકરી સવારમાં વહેલાં, શ્રી. જમુનાજીસ્નાન, કરીને વરજાંગભાઇને ત્યાં જમીને પછી એક મોટર લોરી ભાડે કરીને હસ્તિનાપુર પાંડવોનો જૂનો કીલ્લો [જે કે અમને તો પ્રથમ હિંદુ રાજાનો હોય અને પાછળથી તેના ઉપર મુસલમાન બાદશાહે બનાવ્યો હોય તેવો લાગતો હતો.] જૂની દિલ્હી તથા કુતુબમિનાર વગેરે સ્થળો જોઈ આવ્યા. અને પછી સાંજે પાંચ વાગે સ્પેશીયલ મોટર લોરી ભાડે કરીને દિલ્હીથી રવાના થઈ રાત્રે ૧૦ વાગે શ્રી. હરીદ્વાર પહોંચ્યા. શ્રી. બદ્રીનાથની યાત્રાની મોસમ ચાલુ થઇ ગઇ હોવાને લીધે ધર્મશાળાઓમાં ગીરદી વધારે હતી. બેત્રણ ઠેકાણે તપાસ કર્યા બાદ ધર્મશાળામાં અમે ઊતર્યા અને આરામથી રાત્રી વ્યતીત કરી. એવી રીતે અમારો સંઘ વૈશાખશુદ ૩ ગુરૂવારે (અક્ષયત્રીજ) તા. ૧૩ મી જુનની રાત્રે હરીદ્વાર પહોંચ્યો. અમારી કડીયા ક્ષત્રીય જ્ઞાતીના હરીદ્વારના મુખ્ય પંડા ગોવીંદરામ વૈજનાથ છે (ઠેકાણું પીપલવાલી ધર્મશાળા) આ ઠેકાણું હરીકી પૈડી [બ્રહ્મકુંડ] જે હરદ્વારમાં મુખ્ય તીર્થ છે તેની નજીક છે. માટે સવારે વહેલા ઊઠી ને ત્યાં ગયા અને તપાસ કરી તો ત્યાં પણ યાત્રીઓની ભીડ ઘણી જ હતી. અમારો સંઘ ૨૨ માણસોનો હોવાથી અમારો સમાવેશ ત્યાં થઈ શકે તેમ ન હોવાથી પંડાએ નજીકની મુખ્ય રસ્તા ઉપરની ધર્મશાળામાં સગવડ કરાવી આપી, તેથી રાત્રીવાળી ધર્મશાળામાંથી સરસામાન ઊપડાવી આ ધર્મશાળા

ળામાં અમો સ્થિર થયા. એવી રીતે અમો વૈશાખ શુદ ૩ ગુરૂવારે તા. ૧૩-૫-૩૭ની રાત્રે હરદ્વાર પહોંચ્યા. અહીંઆં બજાર સારી છે, અને દરેક જરૂરતની ચીજો ત્યાં મળી શકે છે, પણ કિંમતમાં તીર્થ સ્થાનને લઇને સહેજ મોંઘી હોય છે.

## હરદ્વાર

હરિદ્વારે કુશાવર્તે બિલ્વકે નીલ પર્વતે
સ્નાત્વા કનખલે તીર્થે પુનર્જન્મ ન વિદ્યતે.

ઉપરના શ્લોક પ્રમાણે હરદ્વારમાં પાંચ મુખ્ય તિર્થ છે, અને બીજાં પણ શ્રવણનાથ મહાદેવ, તથા પહાડની ટેકરી ઉપર મનશાદેવી, તથા દૂરના પહાડની ટેકરી ઉપર ચંડી-દેવીના દરશન છે.

સર્વત્ર સુલભા ગંગા ત્રિષુ સ્થાનેષુ દુર્લભા
ગંગાદ્વારે પ્રયાગેચ ગંગાસાગર સંગમે
કલૌ ગંગૈવ ગંગૈવ, ગંગૈવ પરમાગતિ
ગંગૈવ તવ દર્શનાન્મુક્તિ ન જાવે સ્નાનજં ફલમ્
ગંગા ગંગેતિ યોબ્રુયાત યોજનાનાં શતૈરપી
મુચ્યતે સર્વ પાપેભ્યો વિષ્ણુ લોકં સગચ્છતિ

પુણ્ય સલિલા ભગવતી ભાગીરથી ગંગા નો મહિમા અપાર છે પરમદયાળુ પરમાત્માની કૃપાથી એ છે, ત્યારે જ શ્રી ગંગાજીના દરશન સ્નાન અને પાન કરવાનો લાભ

મળે છે, હરદ્વારમાં મુખ્ય તિર્થ (બ્રહ્મકુંડ) હરકીપેડી છે. ત્યાં યથાશક્તિ સાધન સામગ્રી લઇ સ્નાન કર્યાં બાદ ઘાટ ઉપર બાજુમાં શ્રી ગંગાજી તથા શ્રી રામચંદ્રજી, શ્રી લક્ષ્મીનારાયણ શ્રી બદ્રીનારાયણ અને ગાયત્રીજી તથા ગણેશજીનાં મંદીર છે તેનાં દર્શન કર્યાં. આ કુંડનો ઘાટ પાકા રાતા પથ્થર તથા આરસ પથ્થરનો બાંધેલો છે, અને સામે પેલી તરફ પણ ઇંટોનો પ્લૅટફૅારમ અને સીડીયો બનાવેલી છે જેના ઉપર સાંજે દરેક યાત્રીગણ ત્યાં બેસીને શ્રી ગંગાજીની સંધ્યા આરતીના દર્શન કરે છે. અહીંઆં ફૂલ તથા પાદડાંના દડીયા વહાણ આકારના ઘણા વેચાતા મળે છે તેમાં અગરબત્તી, દીવાનું કોડીઉં તથા વાટ કપુર વગેરે રહે છે. યાત્રી લોક તે ખરીદીને દીવા પ્રગટાવીને શ્રી ગંગાજીમાં તરતા મૂકી દે છે તેવા અસંખ્ય દીવાઓને શ્રી ગંગાજીમાં તરતા અને વહેતા જોઇને બહુ રમણીય આનંદ આવે છે. આખા હિંદુસ્થાનમાંથી આવતા લાખો યાત્રાળુઓને આ ઘાટ સાંકડો પડવાથી હમેશાં વધારે ભીડ રહે છે. તે તથા આવતી સાલે અહીંઆં પુરી કુંભીનો મેળો થવાનો હોવાથી યાત્રીઓને અગવડ અને ભીડ ન થાય તે માટે કમીટીએ બાજુની કેટલીક જમીન લઇને ઘાટને પહોળો અને મોટો બનાવવાનું કામ શરૂ કરી દીધું છે, જે લગભગ અરધું પૂરૂં થઇ રહેવા આવ્યું છે. આ કુંડમાં એક તરફથી શ્રી ગંગાજીની ધારા નિર્મળ જલ ભરતી બીજી તરફથી નીકળતી જાય છે.

અહીંઆં ગંગાજીની ધારાને કાંઠે કાંઠે ઘણે લાંબે સુધી પાકા પથ્થર અને ઈંટના ઘાટ અને પ્લાટફારમ બનાવેલ છે, જ્યાં સાંજે અનેક માણસો ફરવા નીકળે છે. ઠેકાણે ઠેકાણે કથાઓ વંચાય છે, પુસ્તકો તથા ફેરીઆ દ્વારા અનેક ખાધપદાર્થો તથા ઉપયોગી ચીજો વેચાય છે, અને માણસોની મેદની કીડીઆ-રાની પેઠે ઊભરાય છે. મુંબઇની ચોપાટીનો દેખાવ આ જગ્યાએ કોઇ હિસાબમાં નથી. સાંજે પાંચથી રાત્રે સાડાઆઠ વાગ્યા સુધી અહીંઆં સારી રોનક રહે છે. અહીંથી થોડે જ છેટે શ્રી ગંગાજીને કાંઠે કુશાવર્ત નામનું તીર્થ છે. ત્યાં પણ પાકા ઘાટ અને ધર્મશાળા બનાવેલ છે. ત્યાં ક્ષૌર (હજામત) કરાવીને પછી સરાવણા (પીંડદાન) અને તર્પણ વગેરે થાય છે, હરદ્વારથી દક્ષીણ તરફ આશરે બે માઇલ છેટે કનખલ નામનું તીર્થ છે. ત્યાં જતાં રસ્તામાં સ્ટેશનથી થોડુંક આગળ ચાલતાં શ્રી બીલ્વકેશ્વર મહાદેવનું સ્થાન આવે છે. આ ઠેકાણે રેલ્વે લાઇન નીચેથી કમાનવાળા પુલમાંથી જવાનો રસ્તો છે. આસરે એક ફર્લાંગ છેટે એક ટેકરી આવે છે તેના ઉપર કાલભૈરવનું મંદીર છે. ત્યાંથી થોડે દૂર શ્રી બીલ્વકેશ્વર મહાદેવનું મંદીર છે. તેમાં શીવલીંગની પૂજા કરી અને તેને સામે એક ઓટા ઉપર સ્વયંભુ લીંગ છે. ત્યાં પૂજા કરી પછી ત્યાંથી આગળ આશરે એકસો કદમ છેટે છેલ્લામાં ગૌરીકુંપ છે ત્યાં જળ પીને અમો પાછા વળ્યાં અને એ જ રેલના પુલ નીચેથી થઇને મૂળ કનખલ તીર્થના રસ્તા ઉપર આવ્યા. યાદ

રાખવું જોઈએ કે આ રસ્તે ટાંગા અને ઘોડાગાડીઓ પણ જઈ શકે છે માટે અમે પણ હરદ્વારથી કનખલના ટાંગા ભાડે કર્યા હતા અને વચમાં આ બીલ્વકેશ્વર મહાદેવનાં દર્શન કર્યાં હતા–ત્યાંથી ચાલ્યા કનખલ આવ્યા. અહીંયાં શ્રીનીલધારા અને ગંગાજીનો સંગમ થાય છે. જગ્યા બહુ જ સુંદર અને રમણીય છે. ગંગાજીને કાંઠે પાકો ઘાટ અને સીડીઓ બનાવેલ છે, આ જગ્યાએ સ્નાન અને તર્પણ કરવાનો બહુ જ મહાત્મ્ય છે, માટે ત્યાં સ્નાન તર્પણ કરીને બાજુમાં જ દક્ષ પ્રજાપતીએ યજ્ઞ કરેલ અને સતી એ યજ્ઞમાં પોતાના સ્વામી, શંકરનો ભાગ નહિ જોતાં પોતાના સ્વામીનું દક્ષે અપમાન કર્યું છે એમ જાણીને ક્રોધ ઉત્પન્ન થતાં યોગાગ્નીથી પોતાના શરીરને ભસ્મ કર્યું હતું અને યજ્ઞનો ભંગ થયો હતો. તે સતીકુંડ નાનકડો કુંડ છે, બાજુમાં સતીજીની નાનકડી મૂર્તિ છે. તેથી આગળ ચાલતાં વીરભદ્રેશ્વરનું મંદિર છે, તેથી જરા આગળ શ્રી. દક્ષેશ્વર મહાદેવનું સુંદર મંદિર છે, નીલકેશ્વર અને શ્રીકૃષ્ણનું મંદિર છે. બાજુમાં જ શ્રીમહાવીર હનુમાનજીનું મંદિર છે. હનુમાનજીની મોટી વિશાળ મૂર્તિ છે. અહીં વાંદરાઓ ઘણા રહે છે. યાત્રીઓ તેને ચણા ખવરાવે છે. શ્રી. ગંગાજીના કિનારે બીજા પણ ઘણાએ મંદિરો દર્શન કરવા લાયક છે અને સામે નીલ પર્વતના દર્શન પણ થાય છે, કનખલની વસ્તી સારી છે, બાગ બગીચાઓ અને ધર્મશાળાઓ પણ ઘણી છે, એ રીતે મુખ્ય પાંચ તીર્થ કરી અમો સાંજે પાછા

હરદ્વારમાં આવ્યા અને શ્રવણનાથ મહાદેવનાં તથા બીજા પણ સ્થાનીક દર્શન કર્યાં. બીજે દિવસે સવારમાં બ્રહ્મકુંડમાં (હરકીપેંડી) સ્નાન કરી નિત્ય નિયમ કરી અહીંથી એક માઇલ આગળ ભીમગોડા નામનું તીર્થ છે ત્યાં ગયા. રસ્તામાં રેલ્વે લાઇન ને પેલી તરફ કાલીનું મંદિર છે. રેલ્વે ઉપર લોઢાનો નાનકડો પુલ બાંધી દરશન કરવા જવાની સગવડ કરી આપી છે. ત્યાં મહાકાલી મનાશાદેવી, કાલભૈરવ, ગણેશની મૂર્તિનાં દર્શન છે, ત્યાંથી થોડે દૂર રેલવેલાઇનની પેલી તરફ બાજુમાં ભીમગોડા આવે છે. રેલ્વેના પુલ નીચેથી ત્યાં જવાનો રસ્તો છે. અહીંયાં એક મોટો પાકો કુંડ બાંધેલ છે, તેમાં સ્નાન કરી કુંડ ઉપર જ મહાદેવનું સ્થાપીત લીંગ છે ત્યાં જળ અને બિલ્લીપત્ર ચડાવી. ઉપર ભીમ સુદ્ધા પાંચે પાંડવના દર્શન છે, તથા બાજુમાં લક્ષ્મીનારાયણનું મંદિર છે ત્યાં દર્શન કર્યાં. લોકોની માન્યતા છે કે ભીમ ગોડામાં સ્નાન કરવાથી, હાથ પગમાં ભીમના જેવું બળ આવે છે. ત્યાંથી આશરે એક માઇલ છેટે શ્રી સત્યશ્રોતા–ગંગાજીના દર્શન કરવા ગયાં. આ ઠેકાણે શ્રીગંગાજીની ધારા સાત ભાગમાં વહેંચાયેલ દેખાય છે. કહે છે કે સાત ઋષિયો તપશ્ચર્યા કરતા હતા ત્યારે શ્રીગંગાજી દરેક ઋષિને આશ્રમે થઇને વહેતાં હતાં. અહીં શ્રીગંગાજીમાં સ્નાન કરી મધ્યાહ્નને લીધે તાપ પડવાથી અમો તરત જ પાછા હરદ્વાર વળી આવ્યા. હરદ્વારથી ઋષિકેશ લગભગ ૧૪ માઇલ થાય છે, ત્યાં રેલ્વેટ્રેનથી તથા મોટર બસથી જઇ શકાય છે, મોટર–

બસથી જવું સગવડ ભરેલું લાગે છે. રસ્તામાં ભીમગોડાથી આગળ શ્રી. સત્યનારાયણુ ચટ્ટી આવે છે. હરદ્વારથી ઋષિકેશ થઈને જે બદ્રીનાથ તરફ પગ રસ્તે જાય છે. ચટ્ટી પહેલી જ પડે છે અને તે હરદ્વારથી લગભગ ૬ થી સાત માઇલ થાય છે. ચટ્ટી સારી છે અહીંયાં લક્ષ્મીનારાયણુની બહુ સુંદર અને વિશાળ મૂર્તિઓ છે. સામે શ્રીગરૂડજીની મૂર્તિ છે. તેને બંને બાજુએ પાણીના નિર્મલ ઝરણાં વહે છે. બાવા કાલીકમળીવાળાની ધર્મશાળા તથા અનક્ષેત્ર છે, ત્યાંથી આગળ સાત માઇલ ઉપર ઋષિકેશ છે.

## ઋષિકેશ

આ ઠેકાણે કુબ્જામૃક કુંડ (ઋષીકુંડ) અને ભરતજીના દર્શન અને ગંગા સ્નાન મુખ્ય તીર્થ છે. ઋષિકેશ ગામ શ્રી ગંગાજીના કિનારા ઉપર જ વસેલ છે. વસ્તી અને બજાર બહુ સારી છે. અહીંયાં ઘણા સાધુઓ મહાત્માઓ અને તપસ્વીઓ શ્રીગંગાજીને કિનારે કિનારે ઝૂંપડીઓ, અને કૂટીઓમાં રહે છે. અને તેઓ બાવા કાલીકમલીવાળાના તથા પંજાબીના ક્ષેત્રમાંથી ભીક્ષા લે છે. નવી ધર્મશાળાઓ તથા આશ્રમો અને મંદિરો બની જવાથી આ સ્થળની સુંદરતામાં વધારો થયો છે. કહે છે કે આગળ જ્યારે "સહસ્રકવચ" નામના રાક્ષસે દેવતાઓ તથા ઋષિઓને ત્રાસ આપી ઉત્તરા ખંડમાંથી કાઢી મૂકયા હતા ત્યારે તે સર્વે

ઋષિઓ અહીં આવીને વસ્યા હતાં અને તેઓ તપશ્ચર્યા કરતા હતા, તે વખતે તેને આકાશવાણી થઇ હતી કે શ્રી બદ્રીનારાયણમાં માતામૂર્તિથી શ્રી. નરનારાયણનો અવતાર થશે. અને તમારાં દુઃખ દૂર થશે. વળી કેટલાક કહે છે કે શ્રી. વિષ્ણુ ભગવાને મધુકૈટભ વિગેરે દૈત્યોને માર્યા હતા; ત્યારે આંબાના ઝાડ નીચે તપશ્ચર્યા કરતા રૈભ્ય ઋષિનો ઉધ્ધાર કર્યો હતો. એવા બે કારણોથી આ સ્થળનું નામ ઋષિકેશ પડયું છે. અહીં પ્રથમ "કુબ્જામ્રક" કુંડમાં સ્નાન થાય છે. "કુબ્જામ્રક ને બ્રહ્મકુંડ પણ કહે છે. કોઇ તેને ઋષિકુંડ પણ કહે છે. કુંડને ચારે તરફ પાકી ફરસ અને પગથિયાંથી બાંધેલ છે. તેમાં સ્વચ્છ અને મીઠું અમૃતના સમાન જળ બે અઢી હાથ ઊંડું ભર્યું રહે છે. જળની સ્વચ્છતાને લીધે તેમાં કોઇ ઝીણી વસ્તુ પડી હોય તે પણ દેખાય છે. સ્થાનીક દર્શનમાં કુંડની ઉપર શ્રી રામચંદ્રજીનું મંદિર છે, તેમાં શ્રી. રામચંદ્રજી તથા લક્ષ્મણજી તથા શ્રી. જાનકીજીની મૂર્તિનાં દર્શન છે, મંદિરના બહારના ભાગમાં શ્રી. ગંગાજી અને મહાવીરજીની મૂર્તિનાં દર્શન છે. કુબ્જામ્રક કુંડમાં સ્નાન કરી પછી શ્રી. પરમપાવની ગંગાજીમાં સ્નાન કરીને પૂજા થાય છે. વસ્તીના ઉતર ભાગમાં આગળ શ્રી. ભરથજીના પુરાતન મંદિરના દર્શન છે, અને વરાહ ભગવાનનાં દર્શન છે. અહીંથી આશરે અઢી માઇલ છેટે વીરભદ્રેશ્વર મહાદેવના દર્શન છે, ત્યાં ટાંગા અને મોટર પણ જઈ શકે છે. આ સ્થાન એકાંતમાં

અને બહુ રમણીય છે. રંભા નામની નાનકડી નદીના કીનારે છે. અહીં શ્રી. વીરભદ્રેશ્વરે લાખો વરસ તપશ્ચર્યા કરી હતી ત્યારે મહાદેવજીએ પ્રસન્ન થઈને પોતાના બધાએ ગણોના નાયક તેમને બનાવ્યા છે. કેટલાક માણસો માને છે કે વીરભદ્રેશ્વરના દર્શન કર્યા વિના યાત્રા અધૂરી લેખાય છે. ઋષિકેશથી જરા આગળ ચંદ્રભાગા નામની નદી છે. તેનો શ્રીગંગાજીમાં સંગમ થાય છે. તે ઠેકાણે ચંદ્રેશ્વર મહાદેવના દર્શન છે. અમારા સંઘ સાથે ઉત્તરખંડની ચારે ધામની યાત્રા કરવા માટે ચાલનારા શ્રી વાઢાય આશ્રમના સાધુ રતનદાસ પ્રથમથી જ ઋષિકેશમાં અમારી રાહ જોઈને બેઠા હતા. તેને તેડવા માટે અને ગામ શ્રી દેવળીયાના અમારી જ્ઞાતિ વાળા ભગત દેવજી મેપા ત્યાં ઋષિકેશમાં હતાં તેઓ પ્રથમ ત્રણ વખત શ્રી બદ્રીનાથજીની યાત્રા કરી આવેલ હતા તેનાથી, અમારે સંવત ૧૯૯૨ ની સાલે શ્રી પ્રાગરાજની કુંભી વખતનો પરિચય હતો, માટે તે જો અમારી સાથે યાત્રાએ ચાલે તો, અમને વધારે સગવડ થાય, એમ ધારીને હું એકલો જ તેને તેડવાને માટે ઋષિકેશ ગયો હતો. જેથી ઋષિકેશની હકીકતને અહીં સ્થાન મળ્યું છે. ઉપર લખ્યા બંને જણને સાથે લઈ હું હરદ્વારમાં વળી આવ્યો. હરદ્વારમાં ગામ શ્રી ખંભરાવાળા ભાઈ વરજાંગ, કચરા સઘરીઆ ઝરીયાથી આવ્યા અને તેઓ પણ અમારી સાથે ચાલવાને તૈયાર થયા. હવે બધા મળી અમારા સંઘમાં કુલે ૨૫ પચીસ માણસો થયા. ઉત્તરાખંડની ચારે ધામની

યાત્રા, કરવા, માટે અહીંથી જવાના મુખ્ય બે રસ્તા છે. ૧. દેહરાડુનમસુરી થઈને અને ૨. ઋષિકેશથી દેવપ્રયાગ થઈને. અમારા સંઘની બહુમતી દેહરાડુન થઈને જવાની થઈ, એટલે અમો યાત્રાને ઉપયોગી ચીજો જેવી કે વરસાદી તથા ભાલાવાળી લાકડી, ગરમ સુટર તથા મોજાં, રબરના બૂટ વગેરે હરદ્વારમાંથી ખરીદીને સંવત. ૧૯૯૩ના વૈશાખ સુદ ૯ મંગળવાર તા. ૧૮ મે સને ૧૯૩૭ને રોજ દિવસની ગાડીથી હરદ્વાર સ્ટેશનેથી સાંજે ચાર વાગે દેહરાડુન પહોંચ્યા, અને ત્યાંથી ૭ માઈલ મોટર બસમાં રાજપુર આવ્યા. અહીંથી અમારી પગપાળી યાત્રાની શરૂઆત થાય છે. હરદ્વારમાં અમો સામાન ઉપાડવાવાળા કુલીઓ, તથા ડંડીવાળા મજૂરોને નકી કરેલ હતા તે સર્વે અમોને અહીંયાં આવી મળ્યા હતા, એટલે તે લોકથી સામાન ઉપડાવી અમોએ ચાલવાનું શરૂ કર્યું. એક માઇલ પર શ્રી અંબા દેવીનું મંદિર આવ્યું. જગ્યા સુંદર અને ખુલ્લી હવા વાળી હતી. દિવસ પણ અસ્ત થવાની તૈયારીમાં હતો એટલે, અમો એ અહીં રાત્રી રહેવાનો વિચાર કર્યો. બજારમાંથી સામાન લઇ રસોઇ કરી. અંબાદેવીની આરતીના દર્શન કરી પૂજા કરી જમીને સૂઈ રહ્યા. સવારે વહેલા ઊઠી રવાના થયા. ૬ માઇલ દૂર મસુરી-લેન્ડોરા બજાર ૯ વાગે આવ્યા, અને એક સુંદર ધર્મશાળામાં ઊતર્યા. રસોઇ કરી બપોરે જમ્યા. પ્રથમ દિવસની ચડાઇ હતી જેથી કાંઇક થાક લાગ્યો હતો અને, મસુરી હવા ખાવા

માટે પ્રસિદ્ધ સ્થળ હોવાથી તે જોવા માટે આજની રાત અહીંજ રહેવાના સલાહ થઇ. સવારમાં વહેલા ઊઠી રવાના થયા ને છ માઇલ દૂર સુઆખોલીચટ્ટી આવ્યા. અહીં ટેહરી રાજ્ય તરફથી બંદોબસ્ત થાય છે. યાત્રીઓના સામાન તોળી તે મજૂરોને આપે છે. મજૂરોના નામ, ગામ, જાત, ઉમર, તેમજ મજૂરીનો ભાવ તથા રૂપિયા તથા ખોરાકીની દસ્તુરી એડવાંસ બેઠકી વગેરે જે જે શરતો કુલીથી થઇ હોય તે વીગતવાર લખી તેમા કુલીના દસ્તક તથા અંગુઠાની છાપ અને નિશાની કરાવીને યાત્રીને આપે છે, અને તેવી જ રીતે એક રસીદ યાત્રીથી લખાવીને કુલીઓને પણ અપાવે છે, અને તે બન્નેની કોપી રાજ્યને દફતરે રહે છે, જેથી યાત્રી અને કુલી વચે કોઇ જાતનો વાંધો પડે નહિ. કુલી લોક એક મણ બંગાલી સામાન ઉપાડે છે, તેમાં પાંચ શેર ઓછો થાય. તો પણ મજૂરી એક મણની પૂરી લઇ લેવાનો રાજ્યનો કાયદો છે અને જો પાંચ દશ શેર સામાન વધારે હોય તો, તેને ઠેરાવેલા ભાવ પ્રમાણે કુલીને વધારે પૈસા આપવા પડે છે. મજૂરો ગઢવાલી કરતાં નૈપાલી સારા અને ઇમાનદાર–અને ગરીબ હોય છે. અમારે જનમોત્રી ગંગોત્રી, કેદારનાથ, બદ્રિનાથ થઇને પાછું દેવપ્રયાગ થઇને ઋષિકેશ આવવાનું હતું એટલે એ પ્રમાણે, અમો એ સામાન ઉપાડવા માટે કુલીને બંગાલી મણના રૂપિયા ૫૫) ઠેરાવેલ હતા અને ચાર માણસની ડંડીના રૂપિયા ૨૫૦) ઠેરાવેલ હતાં. ખાલી કેદારનાથ અને બદ્રીનાથ બેજ ઠેકાણે

જવા વાળાને મજૂરી ઓછી પડે છે. ભાઇ મનજી જેરામની એક તથા ભાઇ હીરજી વશરામની બે એમ ત્રણ ડંડીઊં અમારી સાથે હતી અને સામાન ઉપાડવાં માટે કુલ ૯ કુલી. બધાય વચે હતા. રાજ્યને દફતરે નોંધ થઇ, એક બીજાને રસીદ આપ્યા પછી ત્યાંથી રવાના થઇ, ઝાલકીચટી એક માઇલ ઉપર આવે છે ત્યાં રસોઇ જમી બપોરે આરામ કર્યો. આ ઠેકાણે પ્રથમ પાણીની તકલીફ હતી પણ હવે નળ અને ટાંકાનો સારો બંદોબસ્ત છે. કોઇ વાતની તકલીફ નથી અને બે ત્રણ ધર્મશાળાઓ છે. અહીંથી બે વાગે રવાના થઇ સાંજે આઠ માઇલ ઉપર

## ધનોલ્ટી ચટી

પહોંચ્યા. અહીં ધર્મશાળામાં રાત રહ્યા અને શુક્રવારે સવારમાં વહેલા ઉઠી ચાલ્યા તે આઠ માઇલ છેટે

## કાનાતાલ ચટી

નવ વાગે પહોંચ્યા. આંહી ધર્મશાળા સારી છે. રસોઇ બનાવી જમી આરામ કરી બે વાગે રવાના થયા. પાંચ માઇલ છેટે વડવાસ ગામ ચટી આવે છે. વચમાં–એક સડક જે દેવપ્રયાગથી ટેહરી થઇ ગંગોત્રી જવાની છે તે આ રસ્તામાં મળે છે. અહીંથી ઉતરાઈ શરૂ થાય છે તે ચાર માઇલ ચાલ્યા પછી સાંજે છ વાગે

## ભલડીઆના ચટી

આવ્યા ત્યાં રહ્યા અને વૈશાખ શુદ ૧૩ શનીવારે સવારે

રવાના થઈ સાડાત્રણ માઇલ ઉપર

## છામગામ ચટી

આવ્યા. આ ઠેકાણે ટેહરી રાજ્યની ધર્મશાળા બહુ સારી છે. ખાવાપીવાનો સામાન પણ સારો મળે છે. થોડે દૂર શ્રી ગંગાજીની ધારા વહે છે. નાહવાધોવા માટે આરામ છે. અહીંઆ હાજાપુર વાલા ભાઇ હીરજી વશરામની તબિયત જરા નરમ થઇ જવાથી રાત્રી અહીં જ રોકાઈ રહ્યા. ભાઇ હીરજી વશરામની મરજી પાછા હરદ્વાર જઇ ત્યાં દવા કરવા અને આરામ લેવાની થાતાં બીજે દિવસે તેઓ બંને જણાં તથા તેનો રસોયો તથા એક માણુસ બીજો એમ જણ ૪ હરદ્વાર તરફ રવાના થયા, અને અમારો સંઘ આગળ વધ્યો. સાત માઇલ પર નગુન ચટી આવે છે. ચટી ઠીક છે. ગંગાજી નજીકમાં વહે છે. ત્યાંથી પાંચ માઇલ ઉપર સાંજે

## ધારાસુ ચટી

પહોંચ્યા. બાવા કાલીકમલીવાળાની ધર્મશાળામાં રાત રહ્યા. આ સ્થળ બહુ સારૂં છે. ગંગાજીના કિનારા ઉપર જ ધર્મ-શાળા તથા બજાર છે. ગંગાજીના પ્રચંડ પ્રવાહના શોરનો ઘૂઘવાટ મુગ્ધ બનાવી ખૂબ આનંદ આપે છે. અહીંયા પોસ્ટ-ઓફિસ પણ છે. અહીંથી જતાં જમણા હાથ તરફ ભગવતી ભાગીરથી ગંગાને કિનારે કિનારે એક રસ્તો શ્રી ઉત્તર કાશી થઇને ગંગોત્રી જવાનો છે અને બીજો રસ્તો ડાબા હાથ તરફ શ્રી જમનોત્રી જવાનો છે. જમનોત્રી અહીંથી ૪૯

માઇલ થાય છે અને ગંગોત્રી ૭૪ માઇલ થાય છે. આજે વૈશાખ શુદ ૧૪ ઉપરાંત ૧૫ સોમવાર હોવાથી બપોરે એક વખત જમીને અમારો સંઘ જમનોત્રી તરફ રવાના થયો. અમારા સંઘે હમેશને માટે ચાલવાનો એક જ નિયમ પસંદ કર્યો હતો અને તે એ કે સવારના પહોરમાં ચારથી સાડાચાર વાગ્યા વચ્ચે ચાલવાનું શરૂ કરી દેવું અને નવ વાગે જ્યાં ચટી મળે ત્યાં રોકાઇ રસોઇ કરીને વિશ્રામ લેવો. અને વળી બપોર પછી અઢી વાગે ચાલવાનું શરૂ કરી સંધ્યા વખતે જ્યાં સારી ચટી મળે ત્યાં રોકાઇ જવું અને રાત્રે રસોઈ જમી કરી આરામ કરવો. એ નિયમ આખર સુધી બરાબર જળવાયો હતો. ધારાસુથી ચાલતાં ગંગોત્રી જવાની સડક અને ભાગીરથી ગંગા અહીંથી જમણી બાજુ છૂટી જાય છે. અને ડાબી તરફ પહાડની ટેકરી ઉપર થઇને જમ-નોત્રી જવાનો રસ્તો ચાલે છે અને ચડાઈ શરૂ થાય છે. રસ્તામાં પીવાના પાણીની તંગી છે. ચાર માઇલ ઉપર કલ્યાણ ચટી આવે છે, ત્યાંથી આગળ ચડાઇ વધતી જાય છે, અને પાંચ માઇલ ઉપર

## કુમડા ચટી

આવે છે, ત્યાં રાત રહી મંગળવારે રવાના થયા તે ચાર માઇલ ઉપર **સીલકીયારા ચટી** આવે છે ત્યાં રસોઇ કરી. અહીં વચમાં ચીડના ઝાડનું જંગલ આવે છે, ચાર માઇલ ઉપર **'રાડીકાડાંડા'** ચટી આવે છે તેથી આગળ ઊતરાઈ આવે છે. આ ઠેકાણે ઝેરી માખીઓનો ઉપદ્રવ રહે છે.

ચાર માઇલ ઉપર **સમલી ચટી** આવે છે. જમનોત્રીથી પાછા વળતાં અહીંથી ઉત્તરકાશી થઇને ગંગોત્રી જાવા માટે રસ્તો જાય છે. આ ચટીથી આગળ બે માઇલ ઉપર નીચાણમાં શ્રી જમુનાજીના કિનારા ઉપર

## ગંગાણી ચટી

આવે છે ત્યાં રાત રહ્યા. અહીંયાં નજીકમાં શ્રી જમનાજીની ધારા વહે છે, તેમાં સ્નાન કરવાની બહુજ મજા પડે છે. બાજુમાં જ એક પાકો બાંધેલો, સ્વચ્છ, જળનો કુંડ છે, તેના ઉપર નાનકડી દેહરી છે તેમાં શ્રી ગંગાજી અને જમનાજીની મૂર્તિઓ ગૌર અને શ્યામ વર્ણની છે. લોકો આને ગંગાજળનો કુંડ કહે છે. પરશુરામના પિતા જમદગ્ની ઋષિએ તપ કરીને ગંગાજીને અહીંયાં પ્રગટ કરેલ છે. સ્થળ રમણીય છે. અહીંયા બાવા કાળીકમળી વાળાની ધર્મશાળા છે. મોદીની દુકાન સારી છે. અહીંથી આગળ ચાલતા શ્રી જમુનાજીના જમણે કાંઠે ચાલવાનો રસ્તો છે. સવારમાં ગંગાજીના કુંડમાં તથા જમનાજીની ધારામાં સ્નાન કરીને ચાલવાનું શરૂ કર્યું તે છ માઇલ ઉપર દશ વાગે—

## જમુના ચટી

પહોંચ્યા. રસોઈ જમ્યા અને બપોર પછી ચાલવાનું મોકુફ રાખ્યું કારણ કે, કપડાં ધોવા અને આરામ કરવાની બધાની સલાહ થઇ હતી. ગુરૂવારે સવારના અહીંથી રવાના

થયા. ચાર માઇલ પર **ઓજરી ચટી** અને ત્યાંથી ત્રણ માઇલ પર રાણાગાવ અને ત્રણ માઇલ પર

## હનુમાન ચટી

દશ વાગે પહોંચ્યાં. અહીં હનુમાનગંગાનો પુલ પાર કરવો પડે છે અને ત્યાં ધર્મશાળા. છે, ત્યાંથી ચાલી સાંજે

## મારકુંડે ચટી

પહોંચ્યા. અહીંયાં એક નાનકડી બે મજલાની ધર્મશાળા છે અને એક વાણિયાની દુકાન છે. કહે છે કે મારર્કંડ ઋષિએ અહીંયાં તપશ્ચર્યા કરેલ છે. આ ઠેકાણે થોડીક સપાટ જગ્યા છે ને જ્વાલામુખીની પેઠે તે જગ્યા ગરમ રહ્યા કરે છે. ધર્મશાળામાં પ્રથમ યાત્રીઓ હતા ને વળી ૨૧ માણસોનો અમારો સંઘ ત્યાં પહોંચ્યો તેથી મુશ્કેલીથી બધાય યાત્રીનું પોસાણ થઇ શક્યું. અહીંથી ઠંડી વિશેષ પડવાની શરૂઆત થાય છે. થોડેક છેટે ખરસાલી ગામ છે ત્યાં જમનોત્રીના પંડા (ગોર) રહે છે તે પણ અહીં પહોંચી આવ્યા. તેઓ સર્વેને અમારા સંઘની વતી આવતી કાલે શ્રી જમનોત્રી ધામમાં જમવાનું આમંત્રણ આપી દીધું. રાત્રીનો આરામ લઈને સવારમાં વહેલા ચાલવાનું શરૂ કર્યું. પ્રથમ એક માઇલ રસ્તો સીધો છે અને પછી સખત ચડાઇ શરૂ થાય છે. ચડાઈ ઊતરાઇનો રસ્તો અહીં જરા વિકટ અને સાંકડો છે માટે ધ્યાન રાખી ચાલવું પડે છે. એક જગ્યાએ તો વરસાદને લીધે રસ્તો બહુ જ ખરાબ થઇ જવાથી ઘણી જ

સાવચેતી રાખવી પડી હતી. બાજુમાં નીચે નીચે શ્રી જમનાજીની ધારા વહ્યા કરે છે. તેનો દેખાવ ઘણો જ આનંદકારી લાગે છે. એવી રીતે ચાર માઇલ ચાલ્યા એટલે વૈશાખ વદ ૩ શુક્રવારે દશવાગે પરમપાવની

## જમનોત્રી

પહોંચી આવ્યા. સ્નાન દર્શન નિત્યકર્મ કરી શ્રી જમનાજીની પૂજા કરી. બીજી તરફ બ્રાહ્મણો જેને નિમંત્રણ કાલે આપેલ હતું તેને માટે રસોઇની સગવડ કરી તેને જમાડી દીધાં. અહીંના માણસોનો પહેરવેશ જુદી રીતનો છે. માણસો સીધા અને છલકપટ વગરનાં છે. અહીંયાં બાવા કાલી કમલીવાળાની ધર્મશાળા છે. બે ચાર દુકાન વાણિયાની પણ છે પણ તે દરેક પોતપોતામાં સંપીને વારાફરતી યાત્રીઓને ખોરાકની ચીજો વેચે છે. આવશ્યકતા પૂરતી ખાધાની તથા પૂજાની સામગ્રીની ચીજો અહીંયાં મળી શકે છે, કહે છે કે આ જગ્યાં સમુદ્રની સપાટીથી ૧૦,૦૦૦ ફુટની ઊંચાઇએ છે, આખા રસ્તા કરતાં અહીં ટાઢ વધારે પડે છે. પણ આ વખતે અત્રે સાધારણ ટાઢ પડી હતી. શરૂઆતમાં વહેલા જે યાત્રીઓ આવે છે તેને વધારે પડે છે કારણ કે ત્યારે બરફનું જોર વધારે રહે છે ને રસ્તામાં પણ બરફ પથરાએલ હોય છે. આ વખતે તો બરફ ફક્ત પહાડની ચોટી ઉપર જ દૃષ્ટિગોચર થાય છે.

અહીં સૂર્યકુમારી જમુનાજીની ધારા ઉપર પુલથી પાર

થઈ જ્યાં તપ્તકુંડના જળની ધારાનો સંગમ થાય છે ત્યાં સ્નાન કરવાનું મહાત્મ્ય છે. શ્રી જમનાજીના જળ બહુ ઠંડા રહે છે જેથી એકદમ તેમાં સ્નાન કરવાની હિંમત થતી નથી પણ આટલાં કષ્ટ સહન કરીને સ્નાન માટે જ અહીં આવ્યા છીએ, એવો વિચાર આવતાં, સહેજમાં હિંમત આવી સ્નાન થઈ જાય છે, અને પછી તરત બાજુમાં આવેલા તપ્તકુંડમાં સ્નાન કરવાનું થાય છે. કુંડનું જળ ગરમ હોવાથી સ્નાન કરવાની બહુ મજા પડે છે અને ઘણી વાર અંદર રહ્યા છતાં બહાર નીકળવાનું મન પણ થતું નથી. રસ્તાની થકાવટ અને ચામડીના કોઇ પણ રોગ હોય તો તે મટી જાય છે. કુંડથી થોડેક ઊપર સખત ગરમ પાણીનો એક બે ફુટ અને અઢી ફુટનો ચોરસ કુંડ છે. તેમાં આલુ તથા ચાવલ વગેરે કપડામાં પોટલી બાંધીને નાખવાથી પંદરેક મિનિટમાં બફાઈને ખાવા-લાયક બની જાય છે, તેમ જ ઘઉંના લોટની રોટલી વણીને તેને તે કુંડના પાણીમાં નાખવાથી પાકી રહેવાથી ઊપર તરી આવે છે. તેની બાજુમાં જ ગરમ જળની પીચકારીઓ પહાડની ભેખડના ચટ્ટાનમાંથી ફુવારા રૂપે નીકળે છે, તેને જમનાજીનું મુખ કહે છે. અને તેની પૂજા યાત્રી લોકો કરે છે. તેથી જરા આગળ લાકડાં અને તેની અંદર પથ્થર ભરેલ એવી દિવાલવાળુ નાનકડું મંદિર છે, તેમાં શ્રી ગંગાજીની ગૌરવર્ણ અને શ્રી જમનાજીની શ્યામવર્ણની મૂર્તિઓ છે. તેની પૂજા આરતી પંડા લોક કરે છે. તેથી જરા નીચે

ઊતરતા સવા સવા ફુટ આશરેના ચોરસ ત્રણ કુંડ છે તેને લોકો અગ્નિકુંડ, ગૌરીકુંડ અને સૂર્યકુંડ કહે છે. ત્યાંથી પાછા વળતા જમુનાજીના નાનકડા લાકડાના પુલ પાર થઇ આગળમાં બે મોટી ધર્મશાળા છે. શ્રી. જમનોત્રીના સ્થાનની જગ્યા થોડીક અને શંકડાશવાળી છે. પણ તેની રમણીયતા અલૌકીક પ્રકારની લાગે છે. અમો અહીં એક રાત રહી બીજે દિવસે એટલે વૈશાખ વદ ૪ ને શનીવાર તા. ૨૯ મી મે ૧૯૩૭ ને દિવસે શ્રી જમુનાજીમાં સ્નાન નિત્ય નિયમ કરી રસોઇ જમીને બપોર વખતે ગંગોત્રી જવાને માટે રવાના થયા—

## જમનોત્રી-થી-ગંગોત્રી

જમનોત્રીથી એજ રસ્તે પાછા વળ્યા. તે સાંજે ૯ માઇલ ઊપર હનુમાન ચટીએ પહોંચી આવ્યા. હનુમાનચટીમાં રાત રહી સવારે વહેલાં ચાલ્યા તે જમુના ચટીમાં બપોરના વિશ્રામ લઇ સાંજે ગંગાણી ચટીમાં રાત રહ્યા. જમનોત્રીથી અહીં સુધી પાછા વળતાં એજ રસ્તે આવવું પડે છે. અહીંથી લગભગ બે માઇલ આગળ

## સીમલીચટી

આવે છે, ત્યાંથી શ્રી ગંગોત્રી જવાનો રસ્તો જતાં ડાબાહાથ તરફ જુદો પડે છે. ને ત્યાંથી ઊત્તરકાશી તરફ જાય છે. સોમવારે સવારે અમોએ રસ્તે ચાલવાનું શરૂ કર્યું અને તેમાં ૪ માઇલની આકરી ચડાઇ પડે છે, અને પાછી

તેટલી જ ઊતરાઇ પડે છે. ઊતરાઇ પણ આકરી છે, અને બહુજ ધ્યાન રાખીને ઊતવું પડે છે, ગફલતમાં રહેવાથી પડી જવાનો સંભવ રહે છે. માટે ધીરે ધીરે ચાલવાથી કોઇ જાતની અડચણ પડતી નથી. ચડાઇ અને ઊતરાઇના મળીને આઠ માઇલ થાય છે એટલે નિચાણના ભાગમાં

## સીગોટી ચટી

આવે છે, સાડાદશ વાગે અમો અહીં પહોંચ્યા. ચટી સારી છે. પાકી ધર્મશાળા છે, રસ્તામાં ચડાઇ ઊતરાઇનો થાક લાગેલ હતો અને આજે સોમવાર હોવાથી બપોરની રસોઇ જતી કરીને સાંજનું ચાલવાનું બંધ રાખ્યું અને રાત્રી અહીં જ આરામ કર્યો.

સવારમાં વહેલા ઊઠી ચાલ્યા. પહેલા બે માઇલ ઊતારનો રસ્તો છે પછી એક માઇલનો સીધો રસ્તો આવે છે, એટલે ત્રણ માઇલ ઉપર નાકોરી ચટી આવે છે. અહીંયાં શ્રી ભાગીરથી ગંગાજી તથા ધારાસુથી આવેલ રસ્તો મળે છે, એટલે ભાગીરથીને તીરે તીરે ચાલવાનું થાય છે. આ રસ્તો સીધો સપાટ છે અને પહાડો પણ છેટે છેટે આવેલા છે તેથી ખુલ્લો અને ખેતરો વાળો અને દેખાવમાં સુન્દર છે. નાકોરી ચટીથી છ માઇલ ઉપર

## ઊત્તર કાશી.

અમો દશવાગે પહોંચ્યા. અહિંયાં શ્રી પ્રયાગ રાજપાસે ઝુશી ગામમાં ગંગાજીને કિનારે શ્રી. માધવાનંદજીની કુટીના

પ્રબંધ કર્ત્તા સ્વામીશ્રી યોગાનંદજી મહારાજ કોટેશ્વર આશ્રમમાં રહેતા હતાં, અમારે તેનાથી સારો પરિચય હોવાથી અમો તેને ત્યાં કોટેશ્વર આશ્રમમાં જ ઊતર્યા હતાં.

અહીંયાં બે ચાર ધર્મશાળાઓ છે. બાવાકાલીકમળીવાળાની ધર્મશાળા બહુ મોટી છે. બીજા સંન્યાસીઓના આશ્રમો પણ છે. વસ્તી મોટી છે. મ્યુનીસિપાલીટીનો બંદોબસ્ત સારો. કૉલેજ પણ છે, અને બજાર પણ સારી અને મોટી છે. અહીંયાં શ્રી ભાગીરથી ગંગા ઉતર વાહીની છે, અને તેને કિનારે કિનારે વસ્તી છે. સંન્યાસી અને યોગીઓની કુટીઓ પણ પહાડમાં તથા ભાગીરથી ને કિનારે વિશેષ પ્રમાણમાં છે અને સારા સારા વિદ્વાન મહાત્માઓ, પણ અહીં જોવામાં આવે છે. જેને દુનિયાનો પ્રપંચ મૂકીને પોતાનું શ્રેય સાધવું હોય તેને માટે આ સ્થળ સારૂં અને અનુકૂળ છે. અહીં વિશેષ ટાઢ પણ પડતી નથી તેમ ગરમીના દિવસોમાં ગરમી પણ વિશેષ પડતી નથી. અને ઘણાએ અન્નક્ષેત્રો પણ છે. ટપાલ ઑફિસ, હસ્પિતાલ અને પોલીસ સ્ટેશન પણ છે. બીજે દિવસે બુધાષ્ટમી પર્વ હોવાથી બધાએ સંઘની મરજી ભંડારોકરી સાધુઓને જમાડવાની અને એક દિવસ અહીં રોકાવાની થઇ એટલે ભંડારાનો બંદોબસ્ત કરીને પછી સ્થાનીક દર્શન કરવા ગયાં. પ્રથમ શ્રી ગંગાજીનો મણીકર્ણીકા નો ઘાટ, કે જે થોડાકમાં પાકો બાંધેલ છે ને તે મુખ્ય ઘાટ છે ત્યાં સ્નાન કરી શ્રી વિશ્વનાથ, અન્નપૂર્ણાજી, તથા દેવતા અને અસુરની લડાઇ

વખતે છૂટેલ, શક્તિના દર્શન કરવા લાયક છે. ઢુંઢીરાજ જ્ઞાનવાપી, કાળભૈરવ, તથા જયપુરના મહારાજાનું બનાવેલ એકાદશરૂદ્ર સ્થાપેલું મંદિર બહુ જ સુંદર છે. થોડે દૂર લક્ષેશ્વર મહાદેવનું પુરાતન મંદિર છે. કહે છે, કે દુર્યોધને પાંડવોનો લાખાગ્રહમાં નાશ કરવાને માટે ગંગાજીને કિનારે આ ઠેકાણે લાખાગ્રહ બનાવ્યું હતું. શ્રી કાશીની માફક અહીં પણ વરૂણાં અને અસી નદીનો બન્ને તરફ ભાગીરથી ગંગામાં સંગમ થાય છે અને વચ્ચમાં કાશીપુરી છે. લગભગ કાશીજી જેવા જ દર્શન અહીંયાં છે. આ સ્થળ પવિત્ર, પ્રાચીન અને સુપ્રસિદ્ધ છે, કેદાર ખંડમાં એનો બહુ જ મહાત્મ્ય છે, ગુરૂવારે સાંજને વખતે શ્રી ગંગાજીને કિનારે કિનારે મહાત્માજીના દરશન કરવાને નીકળ્યાં અને થોડો સતસંગનો લાભ પણ લીધો. બીજે દિવસે વૈશાખ વદ ૧૦ શુક્રવારે ઉત્તરકાશીથી ચાલ્યા. બે માઇલ ઉપર નંગાણી ચટી આવે છે, અહીંયાં અસીગંગા અને ભાગીરથી ગંગાનો સંગમ થાય છે. અસીગંગાનો પુલ પાર કરી આગળ શ્રી ભાગીરથી ગંગાને કિનારે કિનારે ચાલવાનું થાય છે. રસ્તો સીધો છે. ઉત્તરકાશીથી નવ માઇલ ઉપર

## મુનેરી ચટી

દશ વાગે પહોંચ્યા. અહીંયાં ધર્મશાળા સારી છે, બપોરના કાર્યથી પરવારી ત્રણ વાગે રવાના થયા તે આઠ માઇલ ઉપર સાંજે

## ભટવારી ચટી (ભાષ્કર ક્ષેત્ર)

પહોંચ્યા. અહીંયાં બે ત્રણ ધર્મશાળાઓ છે. અહીંયાં ભાસ્કરેશ્વર મહાદેવનું પુરાતન મંદિર છે. કહે છે કે શ્રી સૂર્યનારાયણે અહીંયાં તપ કર્યું હતું. આ જગ્યાને કેટલાક ભાષ્કર પ્રયાગ કહે છે, શ્રી ગંગાજી પાસમાં જ વહે છે. બાવા કાલીકમળીવાળાની ધર્મશાળા છે તેમાં મફત દવા પણ મળે છે. અહીંથી શ્રી ગંગોત્રીજી લગભગ માઇલ થાય છે, અને ત્યાંથી પાછા વળતા અહીં સુધી એ જ રસ્તે આવવું પડે છે, માટે યાત્રી પાસે વધારાનો ફાલતુ સામાન અહીંયાં ચોકીદારને સોંપી તેની રસીદ લઇ ગંગોત્રીથી વળતાં પાછો સામાન લઇ લે, એવી સગવડ છે. અહીંથી બે માઇલ ઉપર મલાચટી આવે છે ત્યાંથી બુઢાકેદાર થઇને શ્રી કેદારનાથ જવાનો રસ્તો જુદો પડે છે. ભટવારીચટીથી સવારે રવાના થયા. વચમાં નદીનાલાના પુલ તથા ભાગીરથી ગંગાના લોઢાના દોરડાંના પુલથી પાર થઇ સામે પારના રસ્તે જવાય છે અને ભાગીરથી ડાબા હાથ ઉપર વહેતાં ચાલ્યાં આવે છે. આગળ ચાલતાં ફરીથી ભાગીરથી ગંગાને લોઢાના પુલથી પાર થવું પડે છે, પુલને આ પારમાં જ રસ્તાથી થોડેક ઉપરની ટેકરી માથે ગરમ પાણીના બે કુંડ છે તેને ઋષિકુંડ કહે છે. પારાશર ઋષિએ અહીં તપશ્ચર્યા કરી હતી એમ કહે છે. પારશર ઋષિની નાનકડી મૂર્તિનાં દર્શન છે. આ પવિત્ર અને પ્રસિદ્ધ તીર્થ છે. કુંડ પાકા બાંધેલા છે. ત્યાંથી આગળ ચાલતાં પુલ ઉપરથી ગંગાજી પાર થઇ થોડેક દૂર

## ગંગણાણી ચટી

આવે છે. ભટવારી ચટીથી આ જગ્યા ૧૦ માઈલ થાય છે. અહીંયાં ધર્મશાળા છે. ગંગાજી નજીકમાં વહ્યા કરે છે તથા પાસે જ રસ્તા ઉપર આશરે ૫૦ પચાસ ફુટની ઊંચાઈએથી એક નિર્મળ જળની ધારા પડયા કરે છે. યાત્રીઓને અહીં ઠીક આરામ મળે છે. પણ અહીં માખીઓ બહુ જ હોવાથી દિવસમાં મુશ્કેલીથી રસોઇ બનાવી શકાય છે. આજે વૈશાખ વદ અગીઆરસ શનીવાર હોવાથી તેમજ કપડાં ધોવાની સગવડ હોવાથી બપોર પછી ચાલવાનું બંધ રાખ્યું અને અહીંજ આરામ લીધો અને રાત રહ્યા. રવિવારે સવારે ચાલતાં પાંચ માઈલ ઉપર સોનગંગાનો સંગમ ભાગીરથીમાં થાય છે. વચમાં એક બે નાનકડી ચટીઉ આવે છે. આગળ રસ્તો ચડાવ ઊતારનો છે. વચમાં એક માઇલ રસ્તો ખરાબ થઈ જવાથી ગંગાજીને કિનારે રેતીમાં ચાલવું પડે છે, પછી બે માઈલની કડી ચડાઇ પછી—

## શુકી ચટી

આવે છે. સોનગંગાથી શુકી ચાર માઇલ થાય છે. ચટી પહાડ ઉપર છે. ભાગીરથી ગંગા અહીંથી છેટે રહી જાય છે. અહીં એક ધર્મશાળા છે. પાકો કુંડ છે. તેને સૂર્યકુંડ કહે છે. બપોરનું કાર્ય પરવારી ત્રણ વાગે રવાના થયા. થોડીક ચડાઇ પછી રસ્તો ઊતારનો આવે છે. બે માઈલ પર **ઝાલા ચટી** આવે છે ત્યાં ધરમશાળા છે ત્યાંથી

આશરે અરધો માઇલ ચાલતાં શ્યામપ્રયાગ (શ્યામગંગા અને ભાગીરથીનો સંગમ) આવે છે. શામગંગાનો પટ ઘણો પહોળો છે અને તેમાં બે ત્રણ ઠેકાણે ધારા વહે છે. માટે નાના લાકડાના પુલ ઉપર ચાલવું પડે છે અને આ ઠેકાણે ભાગેરથી ગંગાનો પટ પણ ઘણો પહોળો છે, અને પ્રવાહ શાંત વહ્યા કરે છે. અહીંનો દેખાવ મનોહર છે. આગળ ચાલતાં ગુપ્ત પ્રયાગ આવે છે. (ગુપ્તગંગા ભાગીરથીમાં મળે છે) અહીં ટીબેટના વેપારીઓના મકાન છે. ઊની કપડાં, ધાબળા તથા પસમીનાની ચાદર વગેરે વેચાય છે. પહાડી બકરાંઓની અનાજ વગેરે માલની ભરેલી પોઠો અહીંયાં નજરે પડે છે. અરધા માઇલ ઉપર

## હરશીલ ચટી

આવે છે. ઝાલા ચટીથી હરશીલ ચટી (હરિ પ્રયાગ) અઢીમાઈલ થાય છે. અહીંયાં ધર્મશાળા છે, બાજુમાંજ શ્રી સત્યાનારાયણ (લક્ષ્મી નારાયણ)નું મંદિર રાજારામ બ્રહ્મચારીનું બનાવેલું છે. ને દેખરેખ પોતે જ રાખે છે. તેમાં શેવ (સફરચંદ)ના ઝાડનો મોટો બગીચો છે અને યાત્રીઓને ઊતરવાની સગવડ સારી છે. પાસમાંજ ગંગાજીની ધારા વહ્યા કરે છે. મોદીની દુકાન પણ છે. ત્યાં અમો રાત રહ્યા. અહીંથી ટાઢ વિશેષ પડવાની શરૂઆત થાય છે. સવારે વહેલા ચાલતા આગળ અરધા માઇલ ઉપર ભાગીરથી ગંગા ઉપર લાકડાંનો પુલ આવે છે તેને પાર કરી બે માઈલ

સીધા રસ્તે ચાલતાં આગળ

## ધરાલી ચટી

આવે છે. અહીંયાં ધર્મશાળા છે. શિવપાર્વતીના પુરાતન મંદિર છે પણ તેની મૂર્તિઓ પાણીમાં જ ડૂબેલી રહે છે. જન્હુમુનિનું આશ્રમ ધરાલી પાસે છે—આ સ્થળ પણ બહુ જ સુંદર છે. અહીં દૂધ ગંગાનો ભાગીરથીમાં સંગમ થાય છે. ભાગીરથીનો પટ અહીં પહોળો છે. અને ધારાના બે ત્રણ સ્તોત્ર થઈને જુદા જુદા વહે છે, થોડાકમાં પાકા ઘાટ બાંધેલો છે, અહીંયાં પણ તીબેટ અને ભુતાનના વેપારીઓ વેપાર કરે છે. ચીડના અને દેવદારના જંગલ છે, કાળા રંગની પહાડી ગાયો (શુરા ગાયો) નજરે પડે છે, પણ તે પાળેલી હોય છે. ગંગાજીને પરલે કાંઠે માર્કંડેય મુનીનું આશ્રમ [મુખવા મઠ] છે. તેની બાજુના ગામમાં ગંગોત્રીના પંડા લોક રહે છે, કહે છે કે બદ્રીનાથ અને કેદારનાથની પેઠે છ મહિના શિયાળામાં પટબંધ ત્યારે શ્રી ગંગાજીની ચલ મૂર્તિઓ પંડા લોક અહીંયાં લઈ આવીને પૂજા કરે છે, અને અખાત્રીજ [અક્ષય તૃતિયા] ને દિવસે ત્યાં લઈ જાય છે. ને પટ ખુલે છે. અહીંથી આગળ ચાલતાં

## જાંગલા ચટી

આવે છે. અહીંયાં એક લાકડાંનો બંગલો છે, ત્યાંથી આગળ ચાલતાં તીબેટ ને ચીન તરફથી ચીની ગંગા નદી આવે છે, એ ભાગીરથીમાં મળે છે. ચીની ગંગાના કિનારા પાકા

પથ્થરના ખડકના છે અને બહુ જ ઊંચા છે, તેના ઉપર આગળના વખતના જૂના જમાનામાં માણસોને પાર થવા માટેના પુલના દોરડાં તથા છીકું દેખાય છે, તે દૃષ્ય જોઇને હોસ ઠેકાણે આવે છે કે આપણે તો કાંઇ નથી ધન્ય છે આગળના માણસોને કે જેને આવા આવા કષ્ટ વેઠીને યાત્રાઓ કરી છે. હમણાં તો દરેક ઠેકાણે રસ્તામાં ઘણા સુધારા થઇ ગયા છે. આ ઠેકાણે પણ હમણાં લોઢાનો ગડરથી પુલ બાંધ્યો છે. અહીંયાં નદીનો પટ સાંકડો છે ને કિનારા બહુ ઉંચે હોવાથી પુલ ઉપર ઉભા રહીને જોવાથી દેખાવ અતીસે સુંદર લાગે છે. જાણે ઉભાં ઉભાં જોયા જ કરીએ. આનંદીમાં તીબેટ તરફ ઘણે છેટેથી પદમાલ નામના લાકડાં તણાઇ આવે છે તેનો ધપ કરવાથી ઘણી સારી સુગંધી આવે છે. પુલપાર થવાથી આસરે એક માઇલની સખત ચડાઇ શરૂ થાય છે. આગળ તો ચડાઇ બહુજ સખત હતી પણ હમણા રસ્તાને ફેરવી ફેરવી તે લઇ જવાથી ચડાઇ હલકી કરી નાખેલ છે. થોડેક આગળ ચાલતાં પીળી સીંદુરિયા રંગની માટીની ટેકરી આવે છે. તેમાંથી જરા જરા ગરમ જળનાં ઝરણ ટપકે છે. ત્યાંથી આગળ ચાલતાં સપાટ જમીન આવે છે. દશ વાગે અમો

### ભેરવઘાટી ચટી

આવ્યા. અહીંયાં બે ધર્મશાળા છે. દેવદારના ઝાડનું જંગલ છે. અહીંયાં ભેરવજીનું મંદિર છે, ગંગાજી અહીંથી છેટે

અને નીચે છે, અહીંયાં પાણીની જરા તકલીફ છે. ઘણે છેટેથી એક ઝરણામાંથી દેવદારના લાકડાની નાળી બનાવી તે દ્વારા પાણી લઇ આવી એક પાકા હોજમાં પડે છે તેના ઉપર ટીન ઢાંકેલ છે, તેમાંથી પાણી મળે છે. બપોરનો વિશ્રામ લઇ અઢી વાગે ચાલ્યા તે છ વાગે વૈશાખ વદ ૧૪ સોમવાર તા. ૭ જુન સને ૧૯૩૭ ના

## શ્રી. ગંગોત્રી

પહોંચ્યા, અહીં ઘણી ધર્મશાળા ઓછી અને કાંઇક મેદાન જગ્યા છે. ચારે તરફ બરફવાળા મોટા મોટા પહાડો આવેલા છે, લોકો તેને હિમાલય કે મેરૂ પર્વત પણ કહે છે. અહીંયાં શ્રી ગંગાજીનું પાકું મોટું મંદિર છે તેમાં મધ્યમાં શ્રી ગંગાજીની સૂવર્ણની મૂર્તિ છે, તેને ડાબે પડખે શ્રી જમનાજીની મૂર્તિ છે અને જમણે પડખે શ્રી જાન્હવીજીની મૂર્તિ છે. અને નીચેની બીજી હારમાં પ્રથમ શ્રી લક્ષ્મીજી અને તેની બાજુમાં સરસ્વતિજી, તેની બાજુમાં અન્નપુર્ણાજી તેની બાજુમાં ભાગીરથીજી અને છેલ્લી શ્રી શંકરાચાર્યજીની મૂર્તિ છે. બારે ચોકીઆરામાં ગણપતિની મૂર્તિ છે ત્યાંકણે પંડાલોક સાંજે આરતી વખતે શ્રી ગંગાજીની સ્તુતિ (જય ગંગે માઈ હર ગંગે માઇ, સગરલાલ તારનકું ઇસ જગમે આઇ) કરે છે અને યાત્રીઓને ઉપદેશ આપે છે. તેથી આગળ બાજુમાં શ્રી ગંગાજીના કિનારા પર ભાગીરથી શીલા છે, કહે છે કે અહીં ભાગીરથીજીએ તપ કર્યું હતું તેને સામે

પરમપાવની પાપનસાવની ગંગાજીની ધારા વહે છે. મુખ્ય ઘાટ બતાવવા માટે બન્ને તરફ ઝંડીઓ ઊભી કરેલી હોય છે પાકો ઘાટ બનાવેલ નથી. એ ઠેકાણે સ્નાન તર્પણ થાય છે અને ગંગાજળ ભરાય છે. જળ બરફના જેવા ઠંડા રહે છે. અને હિંમત રાખવાથી મજેથી સ્નાન થઇ શકે છે. સ્નાન કર્યા પછી હાથ પગના આંગળાં ઠરી જાય છે પણ થોડીવાર પછી પોતાની મેળે જ ગરમી આવી જાય છે. પ્રભુ કૃપાએથી મેં તો અહીં ઉપરાઉપરી એ જ વખતે ભીને વસ્ત્રે બીજી વખત પણ સ્નાન કરી લીધું હતું. ગંગાજીનો પટ અહીંયાં પહોળો છે. પણ ધારા વચ્ચમાં થોડાક પટમાં સાધારણ વહે છે ગંગાજીની મૂર્તિના મુગટ અને છત્ર પણ સોનાના છે. મૂર્તિનો સ્પર્શ કર્યા વિના જરા છેટેથી યાત્રાળુ લોક આરતી ઉતારી શકે છે. ગંગાજળ જે ભરીને અહીંથી લઈ જવાના હોય તે ઠામને ભરી કરીને અહીં મંદિરમાં પંડ્યાને અપાય છે. ને તે સરવે ગંગાજીની મૂર્તિની સમીપમાં નીચે રાખી તેની પૂજા કર્યા પછી પંડ્યા લોક પાછાં આપી દે છે અને બહાર પંડ્યા લોક જ તે ઠામનાં સાંધા ચપડાલાખથી બંધ કરી આપે છે. મંદિર ઊંચે પડથારે પાકા પથ્થરનું કોઇ રાજાએ કહે છે કે ત્રણ લાખ રૂપિયાને ખર્ચે બંધાવેલ છે, પણ ગઈ સાલે જ પર્વત ઉપરથી મોટી શીલા તૂટી પડવાથી તે રડતી રડતી કાલી કામળીવાળાની ધર્મશાળાના અરધ ભાગને ભાંગતી અને મંદિરના એક ખૂણાને ઠોકર મારીને તેની બાજુમાં રોકાઈ ગઇ છે. ને હજી સુધી ત્યાંજ

પડી છે. અહીંથી એક માઈલ નીચેની તરફ ગૌરીકુંડ છે. ત્યાં જવાને માટે ગંગાજીને લાકડાના પુલથી પાર થવું પડે છે. પારમાં કિનારા ઉપર એક નાનકડી ઝૂંપડીમાં કૃષ્ણાશ્રમ નામના સાધુ (નાગાબાવો) રહે છે, અને ત્યાં એક પંજાબી બાઇ રહે છે, તે તેની સેવા કરે છે. ત્યાંથી આગળ ગૌરીકુંડ તરફ જતા વચમાં કેદારગંગા ભાગીરથીમાં મળે છે. તેનાં જળ જરા પીળા પડતા રંગનાં છે. ભાગીરથીમાં મળવા વાળી આ પહેલી જ નદી છે એમ કહે છે, અને અહીંથી આગળ **ગૌમુખ** સુધી ગંગોત્રીનાં જળ ભરાય છે, અને રામેશ્વરને પણ ચડે છે. અહીંથી થોડે આગળ ગંગાજી ઘણી ઉંચેથી શિવલીંગ ઉપર પડે છે અને બાજુમાં પાર્વતીજીની મૂર્તિ છે. કહે છે કે આસો મહિનામાં જળનો પ્રવાહ ઘટી જાય છે ત્યારે આ જગ્યાએ શીવલીંગ અને પાર્વતીજીની મૂર્તિના દર્શન બરાબર થાય છે. આ જગ્યાએ સફેદ પથ્થરના મોટા મોટા ચટાન છે અને દેખાવ બહુ જ સુંદર લાગે છે. આજુબાજુમાં નાની નાની ઝૂંપડીઓમાં ઘણા સાધુ મહાત્માઓ રહે છે. અને બાવા કાલી કામળીવાળાના અન્નક્ષેત્રમાંથી ભિક્ષા લઇ આવે છે. ચૈત્ર વૈશાખમાં અહીંયાં ઘણી ટાઢ પડે છે. બાવા કાલી કામળીવાળાની ધર્મશાળામાં ઊની વસ્ત્ર કામળ વગેરે ઘણા પ્રમાણમાં રહે છે, અને યાત્રીઓને જરૂરત પડે તો ઓઢવા આપે છે **ગૌમુખીધારા**–અહીંથી અઢાર માઇલ આગળ છે, જ્યાં ગંગાજીનું ઉત્પત્તિ સ્થાન કહેવાય છે. પણ ત્યાં જવાનો રસ્તો અત્યંત દુર્ગમ હોવાથી બધાં માણસો

ત્યાં જઈ શકતાં નથી પણ ઘણું સંકટ વેઠીને કોઈક યાત્રી ત્યાં જવાને સમર્થ થઈ શકે છે. બીજે દિવસે વૈશાખ વદ ૩૦ મંગળવાર હોવાથી સંઘના માણસોની સલાહ, ભંડારો કરીને સાધુ મહાત્માઓને જમાડવાની અને રોકાઈ રહેવાની થઈ, એટલે સવારમાં સ્નાનાદિક નિત્ય નિયમ કરીને કાલી કમલીવાલાની મારફતે ભંડારાની વ્યવસ્થા કરી અમો સ્થાનીક દર્શન કરવા નીકળી ગયા. દશ વાગે મહાત્મા ગણ જમવા પધારતાં તેનાં દર્શન કરીને પછી પ્રસાદ લઈને અમોએ પણ આરામ લીધો. અહીંયાં ભોજપત્ર મોટા મોટા અને સસ્તાં મળે છે, અને પત્રાવલીઓને ઠેકાણે પણ વપરાય છે. ત્રીજે દિવસે સવારમાં સ્નાનાદિક નિત્ય નિયમથી પરવારીને ગંગાજીના મંદિર દર્શન કરી ત્યાંથી જળના ભરેલા વાસણ જે આગલે દિવસ મંદિરમાં પૂજા કરવાને આપેલ તે લઈ પૂજા કરાવી તેના મોઢા બંધ કરાવી બ્રાહ્મણોના આશિર્વાદ લઈ સંવત ૧૯૯૩ ના જેઠ શુદ ૧ બુધવાર તા. ૯ જુન સને ૧૯૩૭ સવારે ૭ વાગે શ્રી કેદારનાથ જોવાને માટે રવાના થયા.

## ગંગોત્રી થી કેદારનાથ

ગંગોત્રીથી કેદારનાથ જવાને માટે ૩૮ માઈલ **ભટવારી-ચટી** સુધી એજ રસ્તે પાછું ચાલવું પડે છે, અને ભટવા-રીથી ૨ બે માઈલ છેટે **માલ્લાચટી** થી કેદારનાથ જવાનો રસ્તો જુદો પડે છે. ગંગોત્રીથી ચાલી ૧૦ વાગે **ભેરવચટી**

આવ્યા. બપોરની વિશ્રાંતિ લઇ સાંજે **હરસીલચટી** (હરીપ્રયાગ) માં રાત ખમ્યા. સવારનો થોડો વરસાદ **વરસવાથી** બપોર સુધી અહીં રોકાઇ સાંજનાં **સુકીચટી**માં રાત ખમ્યા. શુક્રવારે સવારે ત્યાંથી રવાના થઇ બપોરે **ગંગણાણીચટી**માં અને સાંજે **ભટવારીચટી**માં રહ્યા. શનિવારે પ્રભાતે રવાના થઇ ૨ માઇલ ઉપર

## માલ્લા ચટી

આવ્યા. અહીંથી બુઢ્ઢાકેદાર થઇને કેદારનાથ જવાનો રસ્તો જુદો પડે છે. થોડે દૂર ભાગીરથી ગંગાને લોઢાના દોરડાંના પુલ પાર જવાય છે અને થોડે દૂર ભાગીરથીને ડાબે કિનારે કિનારે ચાલવાનું થાય છે. પછી ભાગીરથી ગંગાનો સાથ છૂટી જાય છે, અને આગળ **સોડગામ** આવે છે, અને આગળ એક નાનકડું નાળું પાર કર્યા પછી ચડાઈ શરૂ થાય છે. આ રસ્તો તૂટેલી હાલતમાં અને અખડો બખડો જરૂર છે. પણ યાત્રાળુને નજીક પડતો હોવાથી ઘણાં માણસો જાય છે. ચડાઈ કડી છે. આગળ ચાલતાં સ્યાલી ચટી આવે છે. ત્યાંથી આગળ એક માઇલ કડી ચડાઇ અને બે માઈલ સાધારણ સીધા રસ્તા બાદ સાંજે

## છુણાં ચટી

આવ્યાં. અહીંયાંની જમીન કાળી ને ભેજવાળી છે. એક ધર્મશાળા છે. પણ તેમાં યાત્રીઓની ભરતી હોવાથી, મુશ્કેલીથી અમારો સમાવેશ થઇ શકયો હતો. અહીં ઘણા ઘાટા અને

ઊંચા ઝાડાનું જંગલ છે. રવિવારે સવારના અહીંથી રવાના થયા. ચાર માઇલની કઠણ ચડાઇ છે અને ચડાઇ ઉતરાઇ બાદ છુણાથી ૯ માઇલ પર પગરાના ચટી આવે છે. ત્યાં બપોરની વિશ્રાંતી લઇ આગળ કડી ઊતરાઈ આવે છે. અહીંયાં બહુ જ સંભાળ રાખીને ચાલવાની જરૂર છે. નહિ તો ભાગ્યે જ કોઇ માણુસ પડી જવાથી બચે છે. આગળ જતા **ઝાલા ચટી**, ધર્મગંગા નદીને કિનારે આવે છે. ધર્મગંગાને પુલથી પાર થઈ અને થોડી ચડાઇ પછી ઊતાર અને પથ્થર વાળો સીધો રસ્તો પસાર કરવા પછી સાંજે

## બુઢ્ઢાકેદાર

પહોંચ્યા. અહીંયાં બાવા કાલી કામલીવાળાની ધર્મશાળા બે મજલાની છે. આજે જેઠ શુદ ૬ સોમવાર હોવાથી શંકર ઉપર રૂદ્રાભિષેક કરાવ્યો અને મિથુન સંક્રાંતિ હોવાથી બધાની સલાહ ભંડારો કરવાની થઇ જેથી બપોર સુધી અહીં રોકાવાનું થયું. અહીંયાં ધર્મગંગા અને બાલગંગાનો સંગમ થાય છે, ત્યાં સ્નાન કરી જળ ભરીને બુઢ્ઢાકેદારનાથને ચડાવવાનો મહાત્મ્ય છે, બુઢ્ઢાકેદારનું મંદિર છે. તેમાં અણઘડ અને મોટો શીવલીંગ છે અને હાથીનું નાનકડું બચ્ચું બેઠું હોએ તેવા, આકારનો દેખાવ લાગે છે, અને તેમાં ફરતાં બુઢા કેદાર શીવ-પાર્વતી, નંદી-ગણેશ-લક્ષ્મીનારાયણ દ્રૌપદિ અને પાંચે પાંડવ તથા દુર્ગાની મૂર્તિઓ કોતરેલી છે. બાજુમાં ભૈરવની મૂર્તિ તથા તેનું ત્રિશુલ ખોદેલું છે.

મંદિર ઊંચી જગ્યામાં છે, અને પુરાતન છે, માથે સોનાનો કળશ છે. કેદારનાથ માથે ચાંદીનું મોટું છત્ર છે. અહીંથી ૭ માઇલ એક રસ્તો સદા સરોવર જાય છે. કહે છે કે ત્યાં સ્વયંભુ મનુ અને સતરૂપારાણી એ તપશ્ચર્યા કરેલ હતી. બુઢાકેદારથી બાર વાગ્યા પછી રવાના થયા. રસ્તામાં ચડાઇ આવે છે, સાંજે ૭ માઇલ ઉપર

## ભૈરવ ચટી

પહોંચ્યા. અહીં ભૈરવજીના દર્શન છે. અહીં રાત રોકાઇને મંગળવારે સવારે ચાલ્યા. રસ્તામાં ચડાઇ ઉતરાઇ છે, અને છેવટમાં ઉતાર આવ્યા પછી નીચાણમાં નદીને કિનારે

## ઘુત્તુંચટી

દશ વાગે પહોંચ્યા. અહીંયાં ભૃગુગંગા વહે છે, કહે છે કે ભૃગુ ઋષિએ અહીંયાં તપશ્ચર્યા કરેલ છે. અહીં રામ લક્ષ્મણ અને જાનકીજીનું મંદિર છે અને શંકરનું મંદિર છે. ધર્મશાળા છે પણ યાત્રીઓની ભરતી હોવાથી અમોને નિશાળમાં આશ્રય લેવો પડયો હતો. માસ્તર સાહેબ સજ્જન હતા માટે અમોને આદર સહિત તરત જ જગ્યા કરી આપી, બપોરની વિશ્રાંતિ લઇને ચાલ્યાં. થોડેક દૂર આવ્યા પછી ચડાઇ શરૂ થાય છે. માર્ગ કઠણ છે. વચમાં બે ત્રણ ચટીઓ આવે છે ૯ માઇલ ઉપર સાંજે

## દાકુન્દા ચટી

પહોંચ્યા. અહીં રાત રોકાઇ બુધવારે સવારે રવાના થયા.

રસ્તો કડી ચડાઇનો છે. દશ વાગે ચાર માઇલ ઉપર

## પવાલી ચટી

પહોંચ્યા. આજે ભુધાષ્ટમી હોવાથી રાત અહીંજ રહેવાનો નિશ્ચય કર્યો. અહીં વાદળાની ધુંવાર થઇ ઝીણો ઝીણો વરસાદ વરસ્યો હતો. આખા રસ્તામાં આ જગ્યા વધારે ઉંચી છે માટે કંઇક ટાઢ પણ લાગતી હતી. વહેલા આવનારા યાત્રીઓને તો વધારે ટાઢ પડતી હશે. અહીંયાં જમીન ઉપર લીલા ઘાસમાં રંગબેરંગી ફૂલો ખીલી રહેલાં હોવાથી ખૂબ સુંદર દેખાય છે. અહીં ધર્મશાળા છે, સદાવ્રત છે, મોદીઓની દુકાનો છે. ગુરૂવારે સવારમાં રવાના થયા. રસ્તાની બંને બાજુ લીલા ઘાસ અને તેમાં તરેહ તરેહના ફૂલ તેની શોભા કુદરતની કારીગરીનો ખ્યાલ આપે છે. શોભા અવર્ણનીય છે, કોઇક વખતે કોઇક ઠેકાણે, કોઇક જાતના ફૂલની સુગંધીથી નબળા મગજનાં માણસને ચાલતાં જરા ચકરી આવી જાય છે અને તે અરધી મિનિટમાં પાછી પોતાની મેળે જ ઠીક થઇ રહે છે. અમારા સંઘમાં એક બાઇને એવી રીતે થએલ હતું. આગળ રસ્તો પર્વતની ધાર ઉપર ચાલે છે બંને બાજુ ઢોળાણ રહે છે. આ જગ્યા બધાએ કરતાં ઊંચી હોવાથી આસપાસમાં ઘણા મોટા પહાડો દેખાય છે, કહે છે કે વહેલા આવનાર યાત્રીઓને અહીં ચાર માઇલ સુધી બરફ ઉપર થઇને ચાલવું પડે છે. પણ આ વખતે તેવું કંઇ નથી. અમને તો ફકત

એક જ જગ્યાએ અને તે પણ રસ્તાની બાજુમાં થોડે છેટે એક નાનકડો બરફનો ખડક જોવામાં આવ્યો. પહેલવહેલો કુદરતી બરફ અમે ત્યાં જઈને આશ્ચર્યથી જોયો. આગળ ચાલતાં ઉતરાઈ આવે છે, ત્યાં પણ નાળા ઉપર બરફ જામેલો જોયો અને આશરે ૪૦ ફુટ સુધી અમારે તેના ઉપર ચાલવું પડયું ત્યાંથી બીજી ઉતરાઈમાં પણ આશરે ૬૦ ફુટ અમોને બરફ ઉપર ચાલવું પડયું. બરફ ઉપર ચાલતી વખતે લાકડીના ટેકાથી સંભાળ રાખીને ચાલવું પડે છે. નહિ તો લપસી પડવાનો સંભવ રહે છે. આગળ જંગલનો રસ્તો આવે છે તે પાર કરી ૧૦ વાગે

## મંગુ ચટી

પહોંચ્યા. અહીંયાં ધર્મશાળા છે, કંદોઇની દુકાન છે, પાણીની જરા તકલીફ છે. અહીં નાસ્તા કરી રવાના થયા. રસ્તો ઉતારનો અને જંગલનો છે. પાંચ માઇલ ઉપર સાંજે ૫ વાગે

## ત્રિયુગીનારાયણ

પહોંચ્યા. અહીંયાં ઋષિકેશથી જ કેદારનાથ મોટી સડક ગઈ છે તે ભેળી થાય છે. બીજે દિવસ જેઠ સુ. ૧૦ શુક્રવાર (ગંગાદશેરા) હોવાથી સર્વેની મરજી ભંડારો કરવાની થઇ એટલે બાર વાગ્યા સુધી અહીં જ રોકાવાનું થયું, અહીં ત્રિયુગીનારાયણ (શ્રી વિષ્ણુભગવાન)નું મંદિર છે, અને નાનકડા ચાર કુંડ છે. પ્રથમ બ્રહ્મકુંડમાં સ્નાન થાય છે. પછી રૂદ્ર કુંડમાં સ્નાન અને ગુપ્તદાન થાય છે. પછી વિષ્ણુ કુંડમાં આચમન-માર્જન

થાય છે અને પછી સરસ્વતિ કુંડમાં તર્પણ થાય છે, તેથી જરા આગળ ધર્મશીલા છે ત્યાં વસ્ત્રદાન ગૌદાન અન્ન અને શય્યાદાન થાય છે કહે છે કે ગિરીરાજ હીમાચલે પોતાની કન્યા શ્રી પાર્વતીજીનાં લગ્ન (વિવાહ) શિવજીની સાથે આ જગ્યાએ કરેલ હતાં અને તે વખતે પ્રગટાવેલ અગ્નિની ધુણી હજી સુધી અખંડ બળે છે. આ ધુણીમાં યાત્રાળુ લોક જવ, તલ, ઘૃત તથા પંચ મેવા (સાકર ટોપરાં કિશમિશ ખારેક વગેર) નો હોમ કરે છે અને લાકડાં પણ હોમાવે છે. પહેલાં સ્નાન તર્પણ કરી પછી મંદિરમાં દર્શન કરવા જવાય છે. સિંહાસન ઊપર વચમાં શ્રી ત્રિયુગીનારાયણની મૂર્તિ છે ડાબી બાજુ લક્ષ્મીજી અને જમણી બાજુ સરસ્વતિજીની મૂર્તિ છે અને બીજી પણ નાની નાની મૂર્તિઓ છે. મંદિરને સામે સભામંડપમાં અખંડ ધુણી બળે છે. મંદિરમાં ત્રિયુગીનારાયણ ની ચાર ભુજા વાળી ચાંદીની મૂર્તિ છે કહે છે કે તેની પછવાડે પાષાણની અસલ મૂર્તિ છે પણ એના દર્શન યાત્રીયોને કરાવતા નથી. એ મૂર્તિની નાભીમાંથી સરસ્વતિજીની ધારા ટપકે છે. શાન્તિથી અને ધ્યાન રાખીને સાંભળ-વાથી તેનો અવાજ બરાબર સંભળાય છે. અને એજ જલ ત્યાંથી સરસ્વતિ કુંડમાં જાય છે. ત્યાં તર્પણ થાય છે. ત્યાંથી વિષ્ણુકુંડ, રૂદ્રકુંડ અને બ્રહ્મકુંડમાં જાય છે આ કુંડમાં પીળા રંગના નાના નાના બે સર્પ રહે છે. તેના દર્શન કોઇક વખતે થાય છે. ત્યાંના માણસો એના દર્શન થયાં તેને શુભ માને છે. આ સર્પ ઝેરી નથી. ઘણું કરીને જ્યારે માણસોની ભીડ નથી હોતી અને

ઘોંઘાટ ઓછો હોય છે ત્યારે જ તેઓ બહાર આવે છે. પ્રભુકૃપાથી અમોને તેનાં દર્શનનો લાભ મળ્યો હતો. અહીં બજાર સારી છે વસ્તી પહાડી ટેકરી ઉપર છે અને નિરાળુ સુંદર સ્થાન છે. સેનેટેરી (સફાઇ ખાતા)નો બંદોબસ્ત સારો છે, આશરે બસો ઘરની વસ્તી હશે. અહીં પણ બીજા તીર્થની પેઠે પંડા રહે છે. કાલી કામળી વાળા બાવાની ધર્મશાળા છે. ખાવાપીવા નો સામાન સારો મળે છે ભંડારો થઇ રહ્યા બાદ જમીને બપોર પછી અહીંથી રવાના થયા. તે ત્રણ માઇલ ખડી ઊતરાઇ પછી

## સોન પ્રયાગ

આવે છે. અહીંયાં સોન ગંગા અને મંદાકીની ગંગાનો સંગમ થાય છે. સોન ગંગાને કોઇ વાસુકી ગંગા પણ કહે છે કારણ કે તે વાસુકી નામના તળાવમાંથી નીકળે છે તેના ઊપર લોઢાનો પાકો પુલ આસરે બસો ફુટ લાંબો છે તે ઊપરથી પાર થઇ આગળ ચડાઇ શરૂ થાય છે, અને મંદાકીની ગંગાને ડાબે કિનારે કિનારે ચાલવાનું થાય છે. આસરે દોઢેક માઇલ ચાલતાં "શીરકટા ગણેશ" નાં દર્શન છે. પાર્વતીજીએ સ્નાન કરતી વખતે ગણેશજીને ચોકી કરવાને દરવાજા ઉપર બેસાડેલ ને કોઇને અંદર ન આવવા દેવા કહેલ, પાછળથી શંકર આવ્યા અને તેને ગણેશજીએ રોકયા અને યુદ્ધ થયું તેનું મસ્તક છેદી નાખ્યું. પાર્વતીજીને આ વાતની જાણ થતાં બહુ કલ્પાંત કર્યો તે જોઇને દયાળુ શંકરે પ્રસન્ન

થઇને હાથીનું મસ્તક તેના ઉપર બેસાડીને સજીવન કર્યા. ત્યારથી ગજાનંન કહેવાયા. ગણેશચોથના વ્રતની કથામાં આ હકીકત વિસ્તારપૂર્વક આવે છે, ત્યાંથી આગળ બે માઇલની ચડાઇ ચાલવાથી સાંજે

## ગૌરી કુંડ

આવ્યા. અહીં બે ત્રણ ધર્મશાળા છે ચટી મોટી છે. વસ્તી પણ ઠીક છે. અહીં એક મંદિર છે. તેમાં શિવ પાર્વતીજી અને લક્ષ્મીનારાયણની મૂર્તિ છે. ડાબી બાજુ જવાલાજીની મૂર્તિ છે. મંદિરની સામે બ્રહ્મકુંડ તેમાં ગૌમુખીમાંથી જલ પડે છે તેમાં આચમન થાય છે. જલ ખારાશ વાળું લાગે છે. તેથી આગળ ગૌરી કુંડ છે. તેમાં ગૌમુખથી પાણી પડે છે. તે જળ શીતળ અને જરા પીળા રંગનું છે અને સ્વાદમાં તુરૂં લાગે છે તેમાં સ્નાન થાય છે અને તેથી પચાશેક ફુટ આગળ ચાલતાં તપ્ત કુંડ આવે છે તેમાં ગૌમુખથી ગરમ જળ પડે છે, તે સ્વાદમાં જરા ખારાશવાળું લાગે છે કુંડનું જળ ગરમ છે કમર સુધી ઊંડું છે. તેમાં પડીને માણસો બબરાર નાહી શકે છે અને પછી તર્પણ કરી, પછી ભીના વસ્ત્રો બદલાવીને પછી ઉપર લખ્યા મંદિરમાં દર્શન કરવા જવાય છે કહે છે કે પાર્વતીજીનો જન્મ અહીંયાં થયો હતો. ત્યારે કોઈ કહે છે કે અહીં પાર્વતીજીએ તપશ્ચર્યા કરી હતી. ગમે તે હો પણ સ્થાન સુંદર અને પવિત્ર છે. રાત અહીં રહી સવારે ચાલ્યા તે એક માઇલ ઉપર ''ચીર પટીયા ભૈરવ''નું સ્થાન આવે છે, અહીં માણસો

વસ્ત્રના ટુકડા ચડાવે છે. કહે છે કે જે વસ્ત્ર ન ચડાવે તેની યાત્રાનું ચોથાઇ ફળ ભૈરવજી લઇ લે છે. આ ભૈરવ કેદારનાથજીનાકોટવાળ છે, ત્યાંથી આગળ એકાદ માઇલ ચાલતાં ભીમશીલા આવે છે, ત્યાં ભીમસેનની ગદાધારી મૂર્તિનાં દર્શન છે. કહે છે કે ભીમસેને કેદારનાથનું મંદિર બનાવેલું છે. ચડાઇ કડી છે. આગળ ચાલતાં એક જગ્યામાં આસરે ૬૦ ફુટ લંબાઇ બરફ ઉપર ચાલવું પડયું હતું. અહીં આજુબાજુ પહાડની ચોટી ઉપર બરફ દેખાય છે, કોઇ કોઈ જગ્યાએ મંદાકીનીની ધારા ઉપર બરફ જામેલ પડયો હોય અને નીચેથી ધારા વહ્યા કરે છે તે દેખાવ સુંદર લાગે છે, આગળ **રામવાડા ચટી** આવે છે. અહીંયાં ધર્મશાળા છે. કેદારનાથમાં જ્યારે વધારે ટાઢ પડે છે ત્યારે યાત્રીયો અહીંયાં આવીને રાત્રી રોકાય છે. કેદારનાથ અહીંથી આશરે ત્રણેક માઇલ થાય છે, ત્યાંથી આગળ ચાલતા **દેવદેખની** આવે છે. અહીંથી કેદારનાથના મંદિરના દર્શન થાય છે. અહીં રસ્તો સીધો છે. આગળ ચાલતા મંદાકીની ગંગા ઉપર લાકડાંનો નાનકડો પુલ આવે છે તેના ઉપર થઇને કેદારનાથની પુરીમાં શનિવારે દશ વાગે પહોંચ્યા.

## કેદારનાથ પુરી

એવી રીતે અમારો સંઘ જેઠ સુદ ૧૧ શનિવાર તા. ૧૯ જુન ૧૯૩૭ના દશ લાગે શ્રી કેદારનાથપુરીમાં પહોંચ્યો. અહીંયાં બાવા કાલીકામળીવાળાની તથા બીજી ઘણી ધર્મ-

શાળાઓ છે. અમારા માટે અમારા પંડા રામલાલ અને લક્ષ્મીનારાયણે પ્રથમથી જ આથમણાં ભાગમાં મંદાકીનીના કિનારા તરફ ખુલા મેદાનમાં એક ધર્મશાળામાં ઉપરના મજલામાં વ્યવસ્થા કરેલ હતી. અહીંયાં મંદાકીની ગંગા અને ક્ષીર ગંગાનો સંગમ રસ્તાના પુલ પાસે જ થાય છે, અને એજ મુખ્ય ઘાટ લેખાય છે અને ત્યાં જ સ્નાન થાય છે. બાજુમાં એક નાનકડું મંદિર છે. બાજુમાં ગંગાજીની મૂર્તિ છે. પહેલા સંગમમાં સ્નાન કરી પછી કેદારનાથના મંદિરમાં દર્શને જવાય છે. આ મંદિર મોટું છે. કહે છે કે પાંડવોનું બનાવેલું છે. તેનો મુખ્ય દરવાજો દક્ષિણાદો છે અને એક દરવાજો ઊગમણો છે, મંદિરમાં કેદારનાથનો લીંગ નીચે આસરે છ ફુટ લાંબો અને ત્રણેક ફુટ પહોળો અને અઢી ફુટ ઉંચો ઉપરમાં ધારવાળો અને બાજુમાં પહોળો એવો અનઘડ પથ્થર જેવો અને સ્વયંભુ છે. કહે છે કે મહાભારત યુદ્ધમાં પાંડવોએ કૌરવ વગેરેને મારીને જીત મેળવી પણ તેમાં એને બ્રહ્મહત્યા લાગી હતી, તેમાંથી મુક્ત થવા માટે પાંડવે અહીં તપ કરીને શંકરની આરાધના કરી, એટલે શંકર પાડાનું રૂપ ધારણ કરીને પ્રગટ થયા એટલે ભીમસેને તેને જંગલી પાડો સમજીને પીઠમાં ગદા મારી એટલે તેનો આગલો મોઢાનો ભાગ પર્વતમાં ઘૂસી ગયો અને પીઠ બહાર રહી ગઈ. એટલે આકાશવાણી થઇ કે મુખતો નેપાલમાં પશુપતિના નામથી પ્રગટ થશે, તમારૂં પાતક નાશ પામ્યું છે. તમે પીઠની

પૂજા કરી સંતોષ રાખો. માટે પાંડવોએ જે પીઠની પૂજા કરેલ તે આ લીંગ છે, અને હજી લીંગ દખણાદી બાજુમાં જ્યાં ભીમસેને ગદા મારેલ છે, ત્યાં પૂજા થાય છે અને ભેટ વગેરે ચડાવાય છે, અને પૂજા આરતી પણ આ ભાગ પાસે થાય છે અને જયાં ગદા વાગી છે ત્યાં રતાસ વાળો ભાગ હજી પણ દેખાય છે. અહીંયાં બજારમાંથી, ઘૃત, ચણાનીદાળ, ચંદન, ધુપ, ફૂલ, બીલીપત્ર, વસ્ત્ર, મેવા, મીઠાઇ વગેરે પૂજાની સામગ્રી મળે છે. પણ મોંઘી વેચાય છે. યાત્રીઓ ઊભા થઈને કેદારનાથને જળથી સ્નાન કરાવે છે પછી તેને ઘૃતનો લેપ કરે છે. વસ્ત્ર, બીલીપત્ર, ફૂલ તથા ભેટ સુવર્ણાદીક ચડાવી આરતી ઉતારી. પછી લીંગને છાતી લગાવીને પ્રેમથી મળે છે અને પ્રદક્ષિણા કરે છે. પ્રદક્ષિણામાં આગળના ભાગમાં લીંગમાંથી ગંગાજીની ઝીણી ધાર વહે છે ત્યાં આચમન લેવાય છે. મંદિરમાં મોટો ઘીનો અંખડ દીવો બળે છે તો પણ અંધારૂ રહ્યા કરે છે. લીંગની ઉપર ચાંદીનું મોટું છત્ર ટાંગેલું છે. કેદારનાથની સેવા પૂજા અને બંદોબસ્ત રાવળજીને આધીન છે, નીજ મંદિરથી બહાર નીકળતાં દરવાજા પાસેજ ડાબી તરફ પાર્વતીજી અને જમણી બાજુ લક્ષ્મીજીની મૂર્તિઓ છે. ત્યાંથી આગળ ચાલતા સભામંડપની અંદરની દીવાલોમાં, ફરતા સહદેવ, નકુલ, કૃષ્ણ, ભીમ, દ્રોપદી, અર્જુન, કુંતાજી, અને યુધિષ્ઠિરની મૂર્તિઓ તથા સત્યનારાયણ—અને કેદારનાથની ભોગમૂર્તિ છે. સભામંડપની વચ્ચે, પિત્તળની નંદિની મૂર્તિ છે તેની આગળ ગરૂડજીની મૂર્તિ છે અને

મુખ્ય દરવાજે બહાર દ્વારપાલની જગ્યાએ હનુમાનજી તથા પરશુરામની મૂર્તિ છે, તેની નીચે સામે ગણપતિ છે, દરવાજાને સામે પથ્થરની લાદી પાથરેલા ચોકમાં, ચબુતરા ઉપર નંદીશ્વરની મોટી મૂર્તિ છે તેથી જરા આગળમાં પથ્થર ખોડીને મોટો ઘંટ ટાંગેલો છે. મંદિર બહાર પ્રદક્ષિણામાં પ્રથમ અમૃતકુંડ છે તેમા આચમન લેવાય છે. ત્યાર પછી મંદિરને ઇશાનખુણે ઇશાનકુંડ છે. તેમાં પણ આચમન લેવાય છે, ને ત્યાં ઇશાનેશ્વર મહાદેવનો લીંગ છે. કહે છે કે પાંડવો એ ત્યાંથી સ્વર્ગારોહણ કર્યું હતું. ત્યાંથી આગળ ચાલતાં હંસકુંડ છે. ત્યાં તર્પણ અને શરાવણા (શ્રાધ) થાય છે. ત્યાંથી દક્ષિણાદી તરફ રેતસકુંડ આવે. ત્યાં 'નમઃ શિવાય.' અને હર હર મહાદેવના જોરથી અવાજ કરવાથી અંદરથી પાણીના ઘણાં બડબડીઆં ઉપડે છે. આ કુંડ ઉપરથી ઢાંકેલ છે, અને જળ સ્વચ્છ મીઠાં અને ઠંડા છે. ત્યાંથી આથમણી તરફ ચાલતા બજારમાં થઇને કેદારનાથના મંદિર તરફ જવાના રસ્તા ઉપર જ સત્યનારાયણના મંદિરની સામે ઊદક કુંડ છે. આ કુંડ નાનકડી દેહરીની અંદર છે. તેના જળ પણ મીઠાં અને ઠંડા છે. તેમાં પ્રથમ ડાબે હાથેથી પછી જમણે હાથેથી આચમન લઇ પછી ગૌમુખ થઇને પાણી પીવાય છે. અને તર્પણ પણ થાય છે. આમ કરવાથી બહુ પુણ્ય થાય છે. અને માતૃરૂણથી મુક્ત થવાય છે. એ કુંડમાં દરસાલે સફાઇ કરતી વખતે થોડોક પારો નીકળે છે એમ ત્યાંના માણસો કહે છે. એવી રીતે પાંચકુંડ કેદારનાથ

પુરીમાં છે, અને નીચે લખી પાંચ ગંગા પણ ત્યાં છે. કેદાર-નાથ ના મંદિરની પછવાડે થોડે દૂર **સ્વર્ગદ્વારી** ગંગા વહે છે અને તેનો **મંદાકીની** સાથે સંગમ થાય છે અને તેની બાજુમાં જ આથમણા પહાડમાંથી **મહોદધી** ગંગા આવે છે તેનો સંગમ પણ ત્યાંજ થાય છે. દક્ષિણ તરફના પહાડ પરથી ક્ષિરગંગા (દૂધગંગા) આવે છે. તેનો મંદાકીની સાથે પુલની બાજુમાં સંગમ થાય છે, અને ત્યાં મુખ્યઘાટ છે. અને ત્યાં સ્નાન થાય છે. મંદિરની ઉગમણી તરફ થોડે દૂર **સરસ્વતિગંગા** વહે છે. તેનો સંગમ મુખ્ય ઘાટથી બસો ત્રણસો ફુટ ઉગમણી તરફ થાય છે. મંદિરની પછવાડે આસરે માઈલ સવા માઇલનું મેદાન છે. તેમાં ઘાસ ઊગે છે, અને તેમાં ઘણી જાતની જડીબુટ્ટી અને દવાઇઓ પણ હોય છે. રત્નજોત (આંખની દવા) ભૂતકેશ, વગેરે અનેક પ્રકારની બુટ્ટીઓ ઉત્પન્ન થાય છે. પણ જે ઓળખે નહિ તેને શું કામની? એતો ફક્ત એની સુંદરતા જોઇને આનંદ માને છે. અહીં વસ્તી અને બજાર સાધારણ છે. શરૂઆતમાં વહેલાં આવનાર યાત્રીઓને બરફ ઉપર ચાલવાની તથા સખત ટાઢની તકલીફ થાય છે. તેથી કરી ઘણા યાત્રીઓ દિવસો દિવસ પાછા વળી જાય છે અને સાંજે **રામવાડા** જતા રહે છે, પણ આ વખતે તેવું કંઇ પણ નથી. બરફ તો અમને કયાંય જોવામાં નથી આવતો. ફક્ત પર્વતના શિખર ઉપર દૂરથી જ થોડો બરફ દેખાતો હતો. અને ટાઢ પણ બહુ જ થોડી હતી. કહે છે કે આ જગ્યા સમુદ્રની સપા-

ટીથી ૧૧૦૦૦ ફુટ ઊંચી છે, અહીં ખુલ્લું મેદાન ઘણું છે. બીજે દિવસે સવારમાં સંગમ ઉપર સ્નાન કરી મંદિરમાં દર્શન કરી, પછી શ્રાધ-તર્પણ કરીને બ્રહ્મ ભોજન કરાવી, સાંજના મંદિર પછવાડે જડી બુટીનું મેદાન જોવા ગયા. ત્યાં એક ટેકરી ઉપરથી બરફ અને પથ્થર હમેશાં નીચે પડયા કરે છે. ત્રીજે દિવસે જેઠ શુદ ૧૩ સોમવાર (સોમપ્રદોશ) હોવાથી લઘુરૂદ્ર કરવા માટે અગિયાર બ્રાહ્મણોને વરૂણીમાં રાખ્યા. રૂદ્રાભિષેક થઈ રહ્યા બાદ કેદારનાથના પટ [મૂર્તિ] અને કેદારકંકણ ત્રાંબાના વેચાય છે. તે લઈ તેનો કેદારનાથને સ્પર્શ કરાવી સાથે લઇ દેશમાં સગાવહાલાં હેતુ સંતાષીને દેવાનું મહાત્મ્ય છે. અહીં શ્રાવણ મહિનાની પુનમને દિવસે મોટો મેળો ભરાય છે અને આજુબાજુના ગામડામાંથી ઘણા માણસો આવે છે. કેદારનાથથી જેઠ શુદ ૧૩ સોમવારના બપોરે શ્રી. બદ્રીનાથજી જવા માટે રવાના થયા.

## કેદારનાથથી બદ્રીનાથ

કેદારનાથથી બાર વાગ્યા પછી રવાના થઇ ત્રણ વાગે ગૌરીકુંડ પહોંચ્યા. ત્યાં કુંડમાં આચમન અને મંદિરમાં દર્શનના કાર્યથી પરવારીને ચાલ્યા તે પાંચ વાગે સોન પ્રયાગ આવ્યા. અહીં સુધી એજ રસ્તે પાછું વળાય છે અને અહીંથી રસ્તો જુદો પડે છે. અહીંથી એક રસ્તો ત્રીયુગી-નારાયણ જાય છે અને બીજો રસ્તો ડાબા હાથ તરફનો મંદાકીનીને કિનારે કિનારે થઇ ગુપ્ત કાશી જાય તે રસ્તે ચાલ્યા. દોઢ માઇલ ઉપર પાટાગાર ચટી અને નાનકડો

પુલ આવે છે અહીં ભોજપત્રના લાકડાંના વાસણો, વાટકા, ડાબલા, કમંડળો વગેરે બહુ સારા સુંદર અને સસ્તાં મળે છે, અહીંથી ત્રીયુગીનારાયણ જવાનો રસ્તો જુદો પડે છે. તેમાં ચડાઈ પડે છે વચમાં મનશા દેવીનું મંદિર આવે છે. સાંજે ૬ વાગે.

## રામપુર ચટી પહોંચ્યા

આ ચટી કેદારનાથથી ૧૩ માઈલ થાય છે ચટી મોટી અને સારી છે. અહીં બાવા કાળીકામળીવાળાની ધર્મશાળા પણ છે. કેદારનાથ જનારને માટે અહીંથી પાંચ દિવસને માટે ઉધારે કમલ અપાય છે. અહીં રાત રહી સવારે ચાલ્યા. પર્વત અને લતાઓની હરીઆળી, તેમાં બોલતા પક્ષીઓના મીઠાં મધુરા શબ્દો અને પ્રભાતની ખુશનુમાં હવા અપૂર્વ આનંદ આપી રહી હતી. અમારા એક મહિનાના પ્રવાસમાં પક્ષીઓના જાતજાતના મીઠા મનોહર શબ્દો અને તેના કલરવનો આનંદ પહેલ વહેલો અહીંઆ જ મળ્યો છે. આ કુદરતી લીલાનો આનંદ જેને સ્વયંઅનુભવ થયો હોય તેજ બરાબર સમજી શકે છે. લેખણમાં તે, સમજાવવાની શકિત નથી. ત્રણેક માઈલ આગળ ફાટા ચટી આવે છે, ચટી સારી છે. અહીં પણ કેદારકંકણ વેચાય છે. ત્યાંથી આગળ બે માઇલ ઉપર

## જોખંડા, ચટી

આવે છે, અહીંઆ, મહિષાસુરમર્દની શ્રી દુર્ગાદેવીનું

પુરાતન નાનકડું મંદિર છે. કહે છે કે ભગવતી દુર્ગાદેવીએ અહીંઆ મહિષાસુરનો વધ કર્યો હતો અને બાજુમાં જ ગામ છે. ત્યાં મહિષાસુરની રાજધાની હતી એમ બતાવે છે. અહીંના પૂજારી તથા બ્રાહ્મણો યાત્રીઓને ચંડીપાઠ (દુર્ગાપાટ) કરાવવા માટે ઘણોજ આગ્રહ કરે છે, અહીંઆ લોઢાની સાંકળનો મોટો ઊંચો ઝુલો (હીંચકો) છે તેના ઉપર હીંચવાનો મહાત્મ્ય છે એમ પંડા કહે છે, ત્યાંથી આગળ ચાલતા નારાયણકોટી ચટી આવે છે. અહીંઆ પુરાતન મંદિર છે. અને તે દરશન કરવા યોગ્ય છે ત્યાંથી આગળ ચાલતાં નાલાચટી આવે છે. બદ્રીનાથ સીધા જનારને માટે અહીંથી ડાબા હાથ વાળો રસ્તો જુદો પડે છે. અમે જમણા હાથ વાળે રસ્તે ચાલતાં એક માઇલ ઉપર દસવાગે

## ગુપ્ત કાશી

આવ્યા. વસ્તી સારી છે. પર્વતના શિખર ઉપર ઊંચી જગ્યા હોવાથી બહુ સુંદર લાગે છે. અહીંયા પોસ્ટ ઓફિસ છે, અહીં શ્રી વિશ્વનાથજીનું મોટું અને પુરાતન મંદિર છે. તેની સામે એક કુંડ છે. તેમાં ગૌમુખથી શ્રી ગંગાજી અને હસ્તી મુખમાંથી શ્રી જમનાજીની ધારા હમેશાં કુંડમાં પડયા જ કરે છે. તેના જળ સ્વચ્છ, ઠંડા અને મીઠા છે. કુંડમાં કમર સુધી જળ હમેશાં ભર્યું રહે છે તેમાં સ્નાન કરી ગુપ્તદાન દેવાનો ઘણો જ મહાત્મ્ય છે. કાંસાની થાળી વાટકો, કીસમિસ, દ્રાક્ષ, ચોખા અને ધોતીઉં તથા શ્રીફ-

ળના ગોટામાં ડગરી દઈ તેમાં શ્રદ્ધા પ્રમાણે ગુપ્તદક્ષિણાં નાખી બંધ કરીને પંડયાને દેવાય છે, એ પ્રમાણે ગુપ્તદાનનો વિધિ છે. મંદિરમાં વિશ્વનાથજીનું સ્વયંભુ લીંગ છે તેના ઉપર ચાંદીનું છત્ર છે. લીંગની પછવાડે પાર્વતીજીની મૂર્તિ છે. સભામંડપમાં નાનકડી પિત્તળની નંદીનિની મૂર્તિ છે. પ્રદક્ષિણામાં ગરૂડજીની મૂર્તિ છે. બાજુમાં અન્નપૂર્ણાજીનું મંદિર છે. તેના ઉપર સૂવર્ણથી મઢેલા કળશ છે. મંદિરમાં સફેદ આરસપહાણના બળદ ઉપર સવાર થએલ **અર્ધનારી નટેશ્વર**ની મૂર્તિ છે. તેની બન્ને બાજુ બીજી બે નાની મૂર્તિઓ છે. તેમાં ડાબી બાજુ શ્રી લક્ષ્મીજીની મૂર્તિ છે. અહીંઆ બીલીપત્ર, તથા ફૂલ વગેરે પૂજનની સામગ્રી મળે છે. અહીં બાવા કાળીકામળીવાળાની તથા બીજી ધર્મશાળાઓ છે. મંદિરની ત્રણ તરફ ધર્મશાળાઓ યાત્રીઓ ને રહેવાને માટે છે, અમે કાળીકમળીવાળા બાવાની ધર્મશાળામાં ઊતર્યા હતા. અહીં ઘણે ભાગે ધમશાળાઓ બે મજલાવાળી હોય છે. અહીંયા રાત્રીનો ઘણો સારો વરસાદ વરસ્યો, અમોને ચોમાસાનો આ પહેલો જ વરસાદ હતો. કેદારનાથનાં પંડયા લોક અહીં જ આજુબાજુના ગામડાઓમાં રહે છે. રાત્રી અહીં રોકાઈ જેઠ સુદ ૧૫ બુધવારના સવારે રવાના થયા. પાછા એક માઈલ ઊપર નાલચટી આવ્યા, ગુપ્તકાશીથી ઊખીમઠ સીધો પગદંડીનો રસ્તો છે પણ રાતનો વરસાદ વરસ્યો હતો જેને લીધે એ રસ્તો ધોવાઇ ખરાબ થઇ જવાથી અમે આ મુખ્ય રસ્તે જ

ચાલવાનું પસંદ કર્યું. **નાલાચટીથી** દોઢ માઇલ ઊતારનો રસ્તો ચાલ્યા ત્યારે શ્રી મંદાકીની ગંગા આવે છે. તેના ઉપર લોઢાનો પાકો પુલ બાંધેલો છે, તેના ઊપરથી પાર થઇ પછી ચઢાઇ શરૂ થાય છે, કેદારનાથથી અહીં સુધી મંદાકીની ગંગાનો સાથ રહે છે અહીંથી મંદાકીની રૂદ્ર પ્રયાગ તરફ જાય છે માટે તેનો સાથ છૂટી જાય છે. દોઢ માઇલની ચડાઈ ચડયા પછી ૭ વાગે

## ઉષીમઠ

આવ્યા. અહીં વસ્તી સારી છે. બજાર પણ મોટી. હલવાઇની દુકાનો પણ ઘણી છે. પોસ્ટઓફિસ છે, બાવા કાળીકામળીવાળાની તથા તથા બીજી પણ ઘણી ધર્મશાળાઓ છે. શ્રી કેદારનાથમાં કાર્તિક માસમાં જ્યારે ઘણો બરફ પડે છે અને પટબંધ થાય છે ત્યારે તેની ચળમૂર્તિ રાવળજી અહીંઆ લઇ આવીને ૭ મહિના સુધી પૂજા કરે છે, અહીંઆ રાવળજીની ગાદી છે તેને ચારે તરફ પાકી દીવાલ છે, તેને એક મોટો દરવાજો છે, તેની અંદર મોટું મંદિર છે. તેમાં પંચ મુખા મહાદેવની ચાંદી અને સોનાના મુકુટવાળી મૂર્તિ છે. કેદારનાથજીમાં નિર્ગુણ મૂર્તિના દર્શન છે. જ્યારે અહીં સગુણમૂર્તિના દર્શન છે. તેને સામે ઓંકારેશ્વરનું મંદિર છે. તેના શીખર માથે સોનાના પતરાં જડેલ છે. મંદિરમાં પંચમુખ મહાદેવના દર્શન છે તેમાં ચક્રવર્તી રાજા માંધાતાની મોટી કાળા

પથ્થરની મૂર્તિ છે રાજા માંધાતાની ઉત્પત્તિની કથા મહાભારત તથા શ્રીમદ્ ભાગવતમાં છે. કહે છે કે માંધાતાએ અહીંઆ તપશ્ચર્યા કરેલ છે, મંદિરના ઘૂમ્મટમાં કુંતાજી પાર્વતીજી તથા અનિરૂદ્ધજી તથા રૂદ્રેશ્વર તથા કેદારનાથ તથા બદ્રીનાથની મૂર્તિઓના દર્શન છે, વચમાં નાનકડી નંદીશ્વરની અષ્ટધાતુની મૂર્તિ છે. બાજુમાં કાર્તિકસ્વામીની તથા બીજી પણ નાની નાની મૂર્તિઓ છે. મંદિરના પછવાડેના ભાગમાં લાકડાનું જૂનું તુટેલી હાલતમાં એક મંદિર છે, તેમાં ઓખાબાઇની મૂર્તિ તથા સામે તેની સખી ચિત્રલેખાની મૂર્તિ છે, તથા અનિરૂદ્ધની મૂર્તિ છે, બાણાસુરની પુત્રી ઓખાબાઇના કહેવાથી તેની સખી ચિત્રલેખા શ્રીકૃષ્ણના દિકરા પ્રદ્યમનના પુત્ર અનિરૂદ્ધને દ્વારકાથી હીંડોળામાં ભરનીદ્રામાં સૂતેલા હતા ત્યારે આકાશ માર્ગેથી ઉપાડી લઇ આવી હતી, મંદિરની બહાર સામેના ભાગમાં પાંચ શિવલીંગ છે, તેના નામ ૧ કેદારનાથ ૨ મધ્યમેશ્વર ૩ તુંગનાથ ૪ રૂદ્રનાથ ૫ કલ્પેશ્વર આ પંચકેદાર કહેવાય છે, પણ ખરી રીતે તેના સ્થાન અહીંથી દૂર છે.

૧ શ્રી કેદારનાથ જે આપણે જઇ આવ્યા તે અહીંથી લગભગ ૨૭ માઇલ થાય છે.

૨ શ્રી મધ્યમેશ્વર જેની ચળ મૂર્તિની પૂજા અહીંઆ જેઠ સુદ ૧૨ સુધી થાય છે. અને પછી પોતાને અસલી

સ્થાને જાય છે જે અહીંથી ૧૮ માઇલ થાય છે ને ત્યાં પગદંડી રસ્તેથી જવાય છે.

૩ તુંગનાથજી છે, જે અહીંથી ૧૭ માઇલ થાય છે અને તે આપને આગળ રસ્તામાં આવશે.

૪ રૂદ્રનાથ તે પણ આગળ રસ્તામાં મંડલ ચટી આવે છે ત્યાંથી આડે રસ્તે ૧૪ માઇલ છેટે છે ત્યાં પણ પગદંડી રસ્તેથી જવાય છે.

૫ કલ્પેશ્વર, તે પણ આગળ બદ્રીનાથ જતાં રસ્તામાં ગરૂડગંગાથી આગળ કુમારચટી આવે છે ત્યાંથી આડે રસ્તે અલકનંદાગંગા પાર થઇને પગદંડી રસ્તેથી જવાય છે અને ત્યાંથી પાંચ માઇલ થાય છે.

અહીંઆ જળોનો ઉપદ્રવ જોવામાં આવ્યો. અમારા સંઘમાની એક બાઇને ફરસ બીછાવેલી સફાઇદાર જગ્યામાંથી એક વળગી હતી, દોઢ કલાક અહીંઆ રોકાઇ દેવ દર્શન કરી પછી દૂધ નાસ્તા લઇ ચાલ્યા. તે પાંચ માઇલિ ઉપર દશવાગે

## દુર્ગા ચટી

આવ્યાં અહીં રસોઇ કરી જમીને આરામ કર્યા પછી રવાના થયા તે ત્રણ માઇલ ઊપર. **પોથી વાસા ચટી** અને ત્યાંથી આગળ ત્રણ માઇલ ઊપર

## બનીઆં કુંડ ચટી

સાંજે દિવસ આથમ્યા વખતે પહોંચ્યા. ચટી સારી છે. બાવા કાળીકામળીવાળાની ધર્મશાળા છે ત્યાં રાત રહી સવારે ચાલ્યા તે **ચોપતા ચટી** આવ્યા. અહીંથી બે રસ્તા જુદા પડે છે. જમણા હાથ વાળો રસ્તો તળેટીમાં થઈને ત્રણ માઈલ ઊપર **ભીમદ્વાર ચટી** (જંગલ ચટી) એ જાય છે, અને ડાબા હાથ વાળો રસ્તો શ્રી. તુંગનાથ [ત્રીજા કેદાર] જાય છે. અહીંઆ કઠીચડાઈ છે, પણ મારવાડી સજ્જનની ઊદારતાથી આ રસ્તો હમણાં બહુ જ સરળ થયો છે. ત્રણ માઈલની ચડાઈ ચડયા પછી જેઠ વદ ૧ ગુરૂવારની સવારે આઠ વાગે

## તુંગનાથ

પહોંચ્યા, અહીંઆ ધર્મશાળા છે. હલવાઈની દુકાનો છે. આ જગ્યા બધા પહાડોથી ઊંચી છે. અહીંથી જમનોત્રી ગંગોત્રી અને કેદારનાથ બદ્રીનાથના પહાડો તથા બીજા પણ ઘણા પહાડોના દર્શન થાય છે. એ પહાડોના શિખર ઊપર બરફ જામેલો હોવાથી જાણે ચાંદીના પહાડો હોય તેવા દેખાય છે, આ જગ્યા ઘણી ઊંચી હોવાથી એ બધા પહાડો નજીકમાં જ હોય તેવી રીતે તે નજર નીચે તરી આવે છે અને તેનો દેખાવ સુંદર મનોહર લાગે છે, આવો દેખાવ કોઈક વખતે જ દેખાય છે, અવારનવાર વાદળાં અને ધુંવાર થયા કરે છે. અને વખતે થોડી થોડી ટાઢ પણ

પડયા કરે છે, અહીંઆ આકાશીગંગા વહે છે, તેમાં સ્નાન થાય છે તેની બાજુમાં જ અમૃતકુંડ પાકો બાંધેલો છે. તેમાં ગૌમુખથી પાણી પડે છે. તેમાં સ્નાન તથા તર્પણ થાય છે. અહીંથી થોડી દૂર ઊંચાઇમાં પર્વતના શિખર પર શ્રી તુંગનાથજીનું મંદિર છે તેની બાજુમાં ભૈરવજીનું મંદિર છે. પેહેલી પૂજા ભૈરવનાથની થાય છે, ત્યાર પછી નંદીની અને પછી તુંગનાથની પૂજા થાય છે. પૂજારીને કહીને પંચામૃત [દૂધ દહીં ઘૃત મધ સાકર] શ્રીફળ, મેવો, બીલીપત્ર, પુષ્પ ચંદન વગેર પૂજાની સામગ્રી મંગાવી અમો હાથેથી શ્રી તુંગનાથજીને પંચામૃતથી સ્નાન કરાવી ચંદન, પુષ્પ, બીલીપત્ર, વગેર ચડાવીને આરતી ઊતારી પછી અગીઆર બ્રાહ્મણોને વરૂણીમાં રાખીને ભાઇ મનજી જયરામ સાથે મળીને લઘુરૂદ્ર કરાવ્યો. તુંગનાથનો લીંગ આસરે સવા હાથ ઊંચો છે. તેની બાજુમાં સામે ચાંદીના પાંચ મોઢાં ભોગ મૂર્તિનાં છે તેના નામ કેદારનાથ, મધ્યમેશ્વર, રૂદ્રનાથ, તુંગનાથ અને પાર્વતી છે તથા શંકરાચાર્ય અને વેદ વ્યાસની અષ્ટધાતુની મૂર્તિ તથા બહારના ઘૂમ્મટમાં પાંચ પાંડવની નાનકડી પથ્થરની મૂર્તિઓ છે. અને તેની સામે એક નાનકડી અષ્ટધાતુની કામધેનુની મૂર્તિ છે. બાજુમાં બીજું પાર્વતીજીનું નાનકડું મંદિર છે અને બહાર દરવાજા પાસે ગણપતીની પથ્થરની મૂર્તિ છે. રૂદ્રાભિષેક થઈ રહ્યા પછી એ બ્રાહ્મણો તથા બીજા બ્રાહ્મણોને તથા સાધુ ગરીબને યથા શક્તિ ભોજન કરાવી, દક્ષિણા આપી, પ્રસાદ લઇ, નાસ્તા

કરીને એક વાગે ત્યાંથી ચાલ્યા. અહીંયાથી ખડી ઊતરાઇ છે પણ મારવાડી સદગૃહસ્થે હજારો રૂપિયા ખર્ચ કરીને સડક બંધાવી સરલતા કરી દીધી છે, અને આઠદશ મજૂરોની ટુકડી રાખી દીધી છે. તે તેની હમેશાં મરામત કર્યા જ કરે છે. ત્રણ માઇલ ઊતર્યા પછી તળેટીમાં ભીમદ્વાર ચટી આવ્યા, આંહી ઓપતા ચટીથી જુદો પડેલો બદ્રીનાથ જવાનો રસ્તો આવી મળે છે.

## ભીમદ્વાર ચટી (જંગલ ચટી)

ચટી સાધારણ છે. પાણીની કંઇક અગવડ જેવું છે. આહીંથી આગળ ઊતરાઈ શરૂ થાય છે અને ઘણું ઘાટું વૃક્ષનું જંગલ છે. ત્રણેક માઇલ આગળ **પાગરવાસા ચટી** આવે છે અને ત્યાંથી આગળ ચાલતાં ચાર માઇલ ઉપર મંડલ ચટી આવે છે. આંહીઆ ઊતરાઇનો છેડો આવી રહે છે.

## મંડલ ચટી

આ ચટી નદીને કિનારે અને ખુલા મેદાનમાં છે અને આ લાઇનમાં આ ચટી સર્વથી લાંબી છે. રસ્તાની બંને બાજુએ યાત્રીઓને ઉતરવાને માટે છાપરા બનાવેલા છે, અહીંયા બાવા કાળીકમળીવાળાની ધર્મશાળા છે. ચટીથી આગળ થોડે દૂર વાલખીલ્યા નદી વહે છે. સ્થળ સુંદર છે. અહીંથી ૧૪ માઇલ આડે રસ્તે ચોથા કેદાર રૂદ્રનાથ જવાય છે. અહીંયા કપડા ધોવાની સગવડ હોવાથી બીજે દિવસે બાર વાગ્યા સુધી અહીં જ રોકાવાની સલાહ થઇ, બીજે દિવસે

શુક્રવારે સવારમાં કપડાં ધોઇ, પછી રસોઇ કરી, જમી, આરામ લઈ એક વાગે ચાલ્યા. વાલ ખીલ્યા નદીનો પુલ પાર થઇ આગળ સીધો રસ્તો આવે છે. સાડા ચાર માઇલ ઉપર

## વૈતરણી કુંડ

આવે છે. આ કુંડ રસ્તાની બાજુમાં જમણા હાથ ઉપર પાકો બાંધેલો છે, તેમાં હાથીની સૂંઢમાંથી ત્રણ ધારાઓ જુદી જુદી પડે છે, તેમાં સ્નાન અને તર્પણ થાય છે. કુંડની ઉપર નાનકડું મંદિર છે, તેમાં શંકર–પાર્વતી અને લક્ષ્મી નારાયણની મૂર્તિ છે. બાજુમાં ગણપતીની દેરી તથા બીજી નાની નાની દેરીઓમાં શિવલીંગ છે. ત્યાંથી અરધો માઇલ આગળ ચાલતાં

## ગોપેશ્વર ચટી

આવે છે. અહીંઆ ગોપેશ્વર મહાદેવનું મોટું મંદિર ઉગમણે બાર છે. મંદિરમાં સ્વયંભુ શિવલીંગ છે, અને તેના ઉપર ધરાવવાનું ચાંદીનું મોઢું અલગ બાજુમાં રહે છે. માથે ચાંદીનું મોટું છત્ર ટાંગેલું છે. સામે પાર્વતીજીની મૂર્તિ છે. તેની નીચેની હારમાં પાંચ પાંડવની ચાંદીની મૂર્તિ છે. તેની ડાબી બાજુએ દ્રૌપદીજી છે. આગળના ભાગમાં ધર્મરાજ તથા શ્રીકૃષ્ણની મૂર્તિ છે, તેની બાજુમાં ગરૂડજી છે. બહાર ઘૂમ્મટમાં પથ્થરના નંદી છે, બહાર પ્રદક્ષિણામાં ઇશાન ખૂણે નવ દુર્ગાની મૂર્તિઓ છે. પછવાડે તથા બાજુમાં ચિંતામણી ગણપતી તથા સહસ્ર શિવલીંગ છે. ત્યાંથી આગળ ઇશાન

ખૂણામાં પરશુરામજીની મોટી લોઢાની ફરસી ખોડેલી છે અને તેના ઉપરનો ભાગ ત્રિશૂલ જેવો છે. મંદિરની ઉતરાદી તરફ રૂદ્રનાથજી (ચોથા કેદાર) ની ગાદી સ્થાન છે તેમાં પિત્તળની શ્રી લક્ષ્મીજીની અને તેની બાજુમાં નંદીશ્વર ઉપર સવાર શ્રી સિદ્ધેશ્વર મહાદેવની મૂર્તિ છે. ઉપરમાં ચાંદીના છત્ર ટાંગેલ છે. આગળ એક જૂનો કૂવો છે, એ બધા દર્શન કરી ચાલ્યા. આગળ રસ્તો ઊતરાઇનો છે. ત્રણ માઇલ ઉપર

## લાલ સાંગા ચટી (ચમોલી)

આવે છે. આ ચટી અલકનંદા ગંગાને પહેલે કિનારે છે તેથી ત્યાં જવાને માટે અલકનંદા ગંગાનો લોઢાનો પુલ પાર કરવો પડે છે. ચટી મોટી છે. ટપાલ, તાર ઓફિસ, ઇસ્પિતાલ, અદાલત, અને તહસીલ છે. બાવા કાળીકામળીવાળાની ધર્મશાળા છે. બજાર મોટી છે. વસ્તી સારી છે. અહીંથી શ્રી બદ્રીનાથ ૪૮ માઇલ છે. હરદ્વારથી ચમોલી ૧૩૫ માઇલ થાય છે. આ ચટી મોટી હોવાથી. મચ્છર માકડનો ત્રાસ હશે. એમ ધારીને અમો બે માઇલ આગળ ચાલી સાંજે છ વાગે,

## મઠ ચટી

આવ્યા. આ ચટી નાનકડી છે. પણ સફાઇવાળી છે. બાગ બગીચાવાળી હોવાથી શાકભાજી (લીલોતરી) મળી શકે છે. દેહરાદુનથી પહાડમાં ચાલતા ફક્ત અહીંઆ જ આંબાનાં ઝાડ જોવામાં આવ્યાં છે. અહીં રાત રહ્યાં. શ્રી બદ્રીનાથજી પાછા વળતા ચમોલી (લાલસાંગા) સુધી આ રસ્તે જ પાછું વળવું

પડે છે માટે વધારાનો સામાન કેટલાંક માણસોએ અહીં ચટીવાળા દુકાનદાર પાસે રાખ્યો. જેઠ વદ ૩ શનીવારે સવારમાં અહીંથી રવાના થયા. રસ્તામાં શીયાસૈણ ચટી આવે છે. ત્યાંથી આગળ એક માઇલ ઉપર હાટ ચટી આવે છે. તેથી આગળ થોડે છેટે અલકનંદા ગંગા આવે છે. તેના ઉપર લોઢાનો પાકો પુલ છે તે ઊપરથી સામે પાર જવાય છે. અહીંથી અલકનંદા ગંગા ડાબા હાથ ઉપર રહે છે. અહીંથી ચડાઇ શરૂ થાય છે. બે માઇલની ચડાઇ ચાલ્યા પછી દશ વાગે

## પીપલ કોટી ચટી

આવ્યા. અહીં ઘણી ધર્મશાળાઓ છે. ચટી મોટી છે. પોસ્ટ ઓફિસ છે. ચમર, કસ્તુરી, મૃગછાલા, તથા વાઘાંબર, તથા ચોપડીઓ, જડીબુટીઓ, સાબુ વગેરે મોટા પ્રમાણમાં વેચાય છે. એકસો રૂપિયાવાળી નોટોની પરચુરણ (દશ દશ વાળી) નોટો પણ અહીં મળી શકે છે. હલવાઇ (કંદોઇની) દુકાનો સારી છે. જલેબી, પુરી, બાસુંદી, પણ મળે છે. સુકો મેવો પણ મળે છે, અહીં મકાનો બે મજલાનાં વધારે છે. મધ્યાન્હના કામથી નિવૃત્ત થઇ બે કલાક આરામ લઈ ત્રણ વાગે ચાલ્યા. રસ્તો સીધો અને સારો છે; સાંજે ૫ વાગે ચાર માઇલ ઊપર

## ગરૂડ ગંગા ચટી

આવ્યા. અહીંઆ બાવા કાળીકામળીવાળાની બે મજલાની

સુંદર ધર્મશાળા છે, અહીંઆ ગરૂડગંગા પહાડ ઉપરથી વહેતી આવે છે. અને આગળ જઇ અલકનંદા ગંગાને મળે છે. ગરૂડગંગા પર લોઢાનો પુલ છે. તે ઊપરથી પાર થઇ પથ્થરની બાંધેલી પાકી સીડીઓથી નીચે ઊતરી ગરૂડ ગંગામાં સુકા પથ્થર રાખીને બનાવેલ કુંડમાં સ્નાન કરાય છે. અને ડુબકી મારીને તેમાંથી મુઠીમાં કાંકરીયું લઇ લે છે. કુંડમાં કમર સુધી પાણી ઊંડું હોવાથી કાંકરીઓ લેવામાં કાંઇ મુશ્કેલી નથી પડતી. ઉપરમાં ગરૂડજીનું મંદિર છે, તે ગરૂડજીની મૂર્તિના ચરણને એ કાંકરીઓનો સ્પર્શ કરાવીને યાત્રી લોક ઘેર લઇ જાય છે. કહે છે કે એ કાંકરીઓ જેના ઘરમાં હોય છે ત્યાં સર્પ જતા નથી. કોઇને સર્પ વળગે ત્યારે તેનાં ડંખ ઉપર કાંકરીઓ પાણીમાં ઘસીને ચોપડવાથી ઝેર ઊતરી જાય છે અને પીવરાવાય છે. સ્નાન કરીને ગરૂડજીનાં દર્શન પૂજન થાય છે. તેની આગળ નાની દેરીમાં, લક્ષ્મીનારાયણની મૂર્તિ છે. ઉત્તરાખંડના પહાડી રસ્તામાં યાત્રીયો ગરૂડજીનું વિષ્ણુ ભગવાનની પેઠે પ્રેમથી પૂજન કરે છે અને તેઓની માન્યતા છે કે તેમ કરવાથી ગરૂડજી તેમની સહાય કરી રસ્તાનો થાક પોતે હરી લે છે. અમારા સંઘમાં પણ એ પ્રમાણે દરરોજ સાંજે શ્રી ગરૂડજીને થાળ ધરાવી તેનો પ્રસાદ સંઘના સર્વે માણસોને વહેંચી આપતા હતાં. અહીંઆ રાત રહી રવિવારે સવારે વહેલા ઉઠી. ગરૂડ ગંગા સ્નાન કરી રવાના થયા. રસ્તો ચડાઇનો છે. આગળ ટંગણીચટી આવે છે. ત્યાંથી આગળ ચાલતા બે માઇલ રસ્તો ઠીક છે પણ એક

માઈલમાં નરમ માટીના જેવા કાળા રંગના પહાડ છે તે ધસી પડીને રસ્તો કઢંગો ચઢાવ ઉતારનો અને સાંકડો અગવડ ભરેલો છે. તેને પાર થઈ આગળ ચાલતાં. પાતાળ ગંગા ચટી આવે છે. પાતાળ ગંગાના જળ પીળાશ ઉપર એટલે વરસાદના દિવસમાં આપણી નદીઓના જળ હોય તેવા રંગના છે. લોઢાના પુલથી તેને પાર થઈ ચટીના ઝુંપડા આવે છે. ત્યાં પકવડી તથા દૂધ અને તેજબલની ગાડાવાલી લાકડીયો મળે છે ત્યાંથી બે માઈલ ઉપર **ગુલાબ કોટી ચટી** આવે છે. ચટી સારી છે. થોડે દૂર ગામમાં લક્ષ્મી-નારાયણનું મંદિર છે. અહીંથી આગળ બે માઈલ ઉપર સાડાદશ વાગે

## કુમાર ચટી (હેલંગ)

આવ્યા. અહીં ધર્મશાળા છે. ચટી મોટી છે. એક પાણીની હલકી ધારા પહાડમાંથી વહે છે. અહીંથી નીચાણના ભાગમાં છેટે અલકનંદા દેખાય છે. તે પાર થઈ પાંચ માઈલ છેટે. કલ્પેશ્વર ( પાંચમાં કેદાર ) મહાદેવ જવાય છે. અહીં જમ્યા પછી આરામ કરી ત્રણ વાગે અહીંથી ચાલ્યા. રસ્તામાં **ખનો ચટી** આવે છે. અહીંથી **ધ્યાનબદ્રી** જવાય છે. ત્યાંથી આગળ **ઝડ કુલાચટી** આવે છે. આ ચટી નાન-કડી છે પણ સારી છે, દહીંદૂધ વગેરે સારૂં મળે છે, ત્યાંથી આગળ ચાલતાં બગીચા અને ફૂલના ઝાડ દેખાય છે. પછી **સીંધધારા ચટી** આવે છે. અહીંથી એક રસ્તો સીધો

વિષ્ણુપ્રયાગ જાય છે. ત્યાંથી આગળ આશરે એક માઇલ આગળ ચાલતાં સાંજે છ વાગે

## જોશીમઠ (જ્યોર્તિ મઠ)

પહોંચ્યા. અહીં ધર્મશાળા છે. ગવર્નમેન્ટ ઇસ્પિતાલ છે, પોસ્ટ ઓફિસ છે, બજાર સારી છે. એક પાકા પથ્થરનો બાંધેલો કુંડ છે, તેમાં જળની બે ધારા હાથીના મોઢાની સુંઢમાંથી જુદી જુદી પડે છે. એકનું નામ ડંડધારા તથા બીજીનું નામ નરસિંહધારા છે. જળ સ્વચ્છ અને ઠંડા રહે છે. તેમાં સ્નાન થાય છે. બાજુમાં મંદિર છે, તેમાં નરસિંહ ભગવાનની તથા ઉગ્ર નરસિંહ તથા રામલક્ષ્મણ તથા બદ્રીનાથજીની મૂર્તિ છે. ગરૂડ તથા કુબેરજી તથા ચંડીકાદેવીની મૂર્તિઓ છે. પ્રદક્ષિણામાં શેષસાયી વિષ્ણુ ભગવાન લક્ષ્મીજી સહિત છે અને ગરૂડજીની મૂર્તિ છે. નજીકમાં સામું બીજું મંદિર છે. તેમાં શ્રીકૃષ્ણ ભગવાનની ચાર ભુજાવાળી શ્યામ મૂર્તિ છે. ઓધવજીની મૂર્તિ છે. બાજુમાં નાનકડા મંદિરમાં નવદુર્ગાજીની મૂર્તિ છે. તેને ઘીનું લેપન થાય છે. પ્રદક્ષિણામાં દ્રૌપદી અને શ્યામલી અને ગણપતિની મૂર્તિ છે. બહાર એક ચબુતરા ઉપર ઊંચી ઊંચી શ્રી ગરૂડજીની પિત્તળની મૂર્તિ છે. અહીંયા રાવળજીની ગાદી છે. નરનારાયણનું મંદિર છે, માથે સોનાથી મઢેલો કળશ છે. શિયાળામાં જ્યારે શ્રી બદ્રીનારાયણના પટ બંધ થાય છે ત્યારે તેની ચળમૂર્તિને લઈ આવી આ મંદિરમાં છ મહિના સુધી પૂજા કરે છે. પૂજારી

રાવળજીના રહેવાનું સ્થાન પણ અહીં છે. તેમાં બગીચો સુંદર છે, ગુલાબના ફૂલના ઝાડ ઘણાં જ સુંદર છે અને વસ્તી મોટી છે, સારાં મકાન છે અને શહેર જેવો દેખાવ લાગે છે. અહીંથી કૈલાસ પર્વત લગભગ ૯૮ માઈલ થાય છે. ત્યાં એક સડક ગઈ છે તથા આઠ માઈલ તપોવનમાં ભવિષ્યબદ્રી છે અને ગરમ જળના કુંડ છે. ત્યાં એક સડક ગઇ છે. કેદાર-નાથ અહીંયાથી ૮૯ માઇલ થાય છે અને શ્રી બદ્રીનારાયણ અહીંથી આશરે ૨૦ માઇલ થાય છે. જેવી રીતે પાંચ કેદાર છે તેવી રીતે પાંચ બદ્રી પણ છે :

૧ વિશાળબદ્રી (શ્રી બદ્રીનારાયણ)

૨ યોગબદ્રી (શ્રી પાંડુકેશ્વરમાં અહીંથી આગળ ૯ માઇલ ઉપર રસ્તામાં આવશે. પાંડુકેશ્વરને કોઈ પાંડુકેશવ પણ કહે છે.)

૩ ભવિષ્યબદ્રી (અહીંથી આઠ માઈલ દૂર તપોવનમાં છે)

૪ ધ્યાનબદ્રી (અહીંથી સવાબે માઈલ થાય છે અને પાછળ ઝાડ કુલાચટી મૂકી આવ્યા ત્યાંથી જવાય છે.

૫ આદિબદ્રી (વળતી જાત્રા વખતે કર્ણપ્રયાગથી ૧૧ માઈલ ઉપર મૈલ ચોરી જવાના રસ્તામાં આવે છે)

એવી રીતે પંચબદ્રી છે, એવી રીતે બદ્રીનારાયણની યાત્રામાં પાંચ પ્રયાગ પણ આવે છે. (૧ દેવ પ્રયાગ, ૨ રૂદ્ર પ્રયાગ,

૩ કર્ણ પ્રયાગ, ૪ નંદ પ્રયાગ અને ૫ વિષ્ણુ પ્રયાગ.) વિષ્ણુ પ્રયાગ જે અહીંથી બે માઇલ ઉપર છે, અને બીજા ચાર પ્રયાગ વળતા યાત્રામાં આગળ આવશે—જોશી મઠમાં રાત્રી રહ્યા. જેઠ વદ ૫ સોમવારે, ચાલ્યા બે માઇલની ખડી ઉતરાઇ પછી

## વિષ્ણુ પ્રયાગ

આવે છે. વિષ્ણુ ગંગા ઉપર લોઢાનાં દોરડાંનો પુલ છે તે ઉપરથી પાર થવાય છે, અહીંઆ વિષ્ણુ ગંગા અને અલકનંદા ગંગાનો સંગમ થાય છે. સંગમમાં સ્નાન કરવા જવા માટે કિનારાના પહાડમાં ખોદીને સીડીઓ બનાવી છે. પણ તેની ઉતરાઇ ખડી (આકરી છે) છે માટે મુશ્કેલીથી હાથ ખોડી ખોડીને ઊતરાય છે. ત્યાં બે ત્રણ મોટી સાંકળો બાંધેલી છે, તેના છેડા પકડીને જ સ્નાન કરી શકાય છે કારણ કે ત્યાં સાંકડી જગ્યા અને બેઉ ગંગાનો વેગ બહુ જ પ્રચંડ અને દીલને હચમચાવી નાખનારો છે, અને બંને તરફથી જળના મોજાની ઝાપટ લાગે છે માટે સાંકળને પકડીને એકાદ બે પગથિયાં નીચે ઉતરી બેસીને સ્નાન કરવાથી કોઇ જાતનું જોખમ નથી. તો પણ કેટલાક યાત્રીઓ તો સીડી ઉપર બેસીને લોટા ભરીને જ સ્નાન કરી લે છે. કહે છે કે અહીંઆ દશ કુંડ છે પણ તે હમણાં તો ગંગાજીના જળથી ઢંકાયલા રહે છે. શરૂઆતમાં આવનાર યાત્રીને દર્શન થાય છે. આનો મહાત્મ્ય કેદારખંડમાં વિશેષ વર્ણાયલો છે, ઘાટ ઉપર ત્રણ ચાર બ્રાહ્મણો પાટ ઉપર પોતાના સ્થાન

જમાવીને બેઠા રહે છે. એટલે તે દ્વારા તર્પણ અને હોમ કરવાની સગવડ થાય છે, અને હુતદ્રવ્ય પણ ત્યાં દુકાનેથી મળી શકે છે, ત્યાં હલવાઇની દુકાને પુરીઓ તૈયાર મળે છે એટલે ત્યાં બ્રહ્મભોજન કરાવવાની પણ સગવડ ઠીક છે. ઉપરમાં **શ્રી** વિષ્ણુ ભગવાનનું નાનકડું મંદિર છે તેમાં **શ્રી** વિષ્ણુ ભગવાન અને જમણી બાજુ **શ્રી લક્ષ્મીજી** અને ડાબી બાજુ નારદજીની મૂર્તિના દર્શન છે. અહીંથી આગળ જતાં રસ્તો સાંકડો આવે છે અને અલકનંદાને જમણે કિનારે કિનારે ચાલવાનું થાય છે. અહીં અલકનંદાને ડાબે કાંઠે **વિજય** અને જમણે કાંઠે **જય** નામના મોટા પર્વત છે. કહે છે કે આ બે પર્વત આગળ જતાં ઘોર કળીયુગમાં ધીરે ધીરે ભેળા થઇ જશે અને બદ્રીનાથ જવાનો રસ્તો બંધ થઇ જશે, અને પછી પાછલી ચટી **જોશી મઠથી** ૮ માઇલ છેટે જે ભવિષ્ય બદ્રીનું સ્થાન છે, ત્યાં માણસો બદ્રીનાથને દર્શને જશે. અહીં ઝીણો ઝીણો વરસાદ અને આકાશમાં વાદળાની ઘટા હોવાથી કેટલાંક માણસોએ સ્નાન વળતી વખતે કરશું એમ નિશ્ચય કરીને ચાલવા માંડયું. આગળ જતાં થોડો થોડો વરસાદ વધ્યો. વચમાં નાનકડી **બલદોડા** ચટી આવે છે. અમો ચાલવાનું ચાલુ રાખ્યું હતું જ્યાં વધારે વરસાદ પડે ત્યાં પહાડની ઓથે ઉભા રહી તથા છત્રીઓથી બચાવ કર્યો. ચાર માઇલ આગળ જતાં **ઘાટ ચટી** આવે છે. વરસાદ અને વાદળાં વિખરાઇ જઈ આકાશ ખુલું થઇ ગયું. વચમાં એક વખત લોઢાના પાકા દોરડાંના પુલથી અલકનંદા

ગંગાને પાર થવું પડે છે આગળ ચાલતાં બે માઇલ ઉપર દશ વાગે

## પાંડુકેશ્વર (પાંડુકેશવ) ચટી

આવ્યા. અહીંઆ હાજાપુરવાળા ભાઇ હીરજી વશરામ જેઓ જમનોત્રીના રસ્તામાંથી બિમાર થઇ જતાં પાછા વળીને હરદ્વાર ગયા હતાં અને ત્યાં તેની તબિયત ઠીક થઇ રહેવાથી તેઓ હરદ્વારથી સીધા કેદારનાથ થઇ બદ્રીનાથ ગયા હતા તેઓ બદ્રીનાથથી વળતાં અમને અહીં ભેળા થયા. અને પરસ્પર ખૂબ આનંદ થયો અને એક દિવસ અહીં રોકાઇ રહેવાનું નક્કી થયું. આ સ્થાન અલકનંદા ગંગાને કિનારે છે. અહીંયા યોગબદ્રી અને વાસુદેવ ભગવાનનાં બે પુરાતન મોટાં મંદિર છે તેનાં શિખર ઉપર સોનાના પતરા મઢેલ કળશ છે. મંદિરથી સામે બહારના ભાગમાં ત્રાંબાના આશરે સવાબે ફુટ લાંબા અને સવા ફુટ પહોળા અને ૦। ઈંચ જાડા પત્રામાં સુંદર અક્ષરોથી લેખ લખેલ છે, પણ કઇ ભાષા છે, તે કોઈ આજ દિવસ સુધી પારખી શકયું નથી. અક્ષરો બહુજ સુંદર, સફાઈદાર, ચોખા અને સ્પષ્ટ છે. લાઇનબંધ છે. લોકો આને પાંડવની પાટી કહે છે અને પાંડવોએ લખેલ કહે છે. અહીંના પૂજારી પણ દ્રાવિડ તરફના છે અને સજ્જન છે. અહીં કાલી કામળીવાળાની ધર્મશાળા છે તેમાંથી પટુ અને કામળ યાત્રીને ઉધાર દેવાય છે, જે વળતી વખતે પાછા લઇ લે છે. સામે અલકનંદા ગંગાને પહેલે કાંઠે શ્વેતશૃંગ

નામનો ઊંચો પર્વત છે. તેના ઉપર પાંડવોનું સ્થાન છે કહે છે કે આ ઠેકાણે પાંડુ રાજાએ કુંતીજી તથા માદ્રી સાથે કેટલોક વખત વિહાર કરેલ છે. ઋષિ કુમારને મૃગ અને મૃગલીના રૂપમાં વિહાર કરતી વખતે ધોખાથી રાજાએ બાણ માર્યું હતું તેથી એ તડફડવા લાગ્યો અને રાજા પાંડુને શ્રાપ આપ્યો કે તમારૂં પણ આવા સમયમાં જ મૃત્યુ થશે. આ ચટી સારી છે. પાણીની ખૂબ સગવડ છે, રાત અહીં રોકાઇ બીજે દિવસે સવારે હીરજીભાઇ વગેરે જોશીમઠ તરફ રવાના થયા અને અમારો સંઘ સાત વાગે બદ્રીનાથ તરફ રવાના થયો, એક માઇલ ઉપર **શેષધારા ચટી** આવે છે. અહીં વૈષ્ણવ આશ્રમ, અને શેષના દર્શન છે, તથા આગળ **ગણેશ** ચટી આવે છે, અને પછી **લામ બગડ ચટી** આવે છે. ચમર મૃગચર્મ શીલાજીત અહીં પણ વેચાય છે. વચમાં રસ્તામાં નાનાં અણુશીઆ અસંખ્ય જોવામાં આવ્યાં. ઘણી જ સાવચેતીથી ચાલતાં હતાં તો પણ કેટલાએ કચડાઇ જાતાં હતાં દીલ દુખાતું હતું પણ શું કરવું. કોઇ ઉપાય કામ નહોતો આવતો અને ચાલવું તો જરૂરી હતું. આગળ ચાલતા રસ્તાની બાજુમાં એક કોટડીમાં અગ્નિકુંડ આવે છે. ત્યાં એક બ્રાહ્મણ રહે છે તે યાત્રીઓને હોમ કરવાનું કહે છે. કહે છે કે આ ઠેકાણે રાજા શ્વેતકેતુએ સો વર્ષ સુધી મહાયજ્ઞ કર્યો હતો અને તેમાં નિત્ય ઘી પીવાથી અગ્નિ દેવને અજીર્ણ થયું હતું અને પછી બ્રહ્માજીના કહેવાથી જ્યારે અગ્નિદેવે ખાંડવ વન બાળ્યું ત્યારે તેનું અજીર્ણ

મટયું. મહાભારતમાં આની કથા વિસ્તારથી છે. અહીં ચારે દિશાઓમાં મોટા પહાડની ટેકરીઓ છે તેને ઋગવેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદના નામથી ઓળખાવે છે, અને વૈખાનક્ષેત્ર અથવા તીર્થ પણ કહે છે. સામે પારમાં ક્ષીર (દૂધ) ગંગા વહે છે. થોડે આગળ ચાલતાં ઘૃત ગંગા વહે છે તે પાર થઈ ને

## હનુમાન ચટી

આવે છે. પાછલી ચટીથી આવતા વચમાં એક વખત અકલનંદા ગંગાને પુલથી પાર થવું પડે છે, આ ઠેકાણે હનુમાનજીનું નાનું મંદિર છે. અલકનંદાની ધારા પાસે જ વહ્યા કરે છે. બે ચાર હલવાઈની દુકાનો છે. ચટી નાનકડી છે. દૂધ પુરી નાસ્તા કરીને વિશ્રાંતી લઇ ચાલ્યા. અહીંથી બદ્રાનારાયણ પાંચ માઇલ થાય છે. ચાર માઇલ રસ્તો ચડાઇનો છે. વચમાં કાંચનગંગા નદી આવે છે. આ ઠેકાણે ૨૦ ફુટ બરફ ઊપર ચાલવું પડયું અને બરફ નીચેથી કાંચનગંગા વહે છે. ત્યાંથી થોડે આગળ ચાલતા ગણેશજીનું મંદિર આવે છે. અહીંથી શ્રી. બદ્રાનાથની પુરીનાં બરાબર દર્શન થાય છે અને યાત્રીઓના આનંદનો પારજ રહેતો નથી. અહીંથી જ દંડવત્ પ્રણામ કરવા લાગી જાય છે. વચમાં અલકનંદા ગંગાને સામે પાર બે ચાર જગ્યાએ બરફનાં ચટાન છેટેથી જોવામાં આવતાં હતાં. થોડું આગળ ચાલતા લોઢાના પુલથી અલકનંદા ગંગાને પાર થવાય છે અને આગળ

ચાલતા ઋષિ ગંગા ઊપર લાકડાનો પુલ છે. તેને પાર થઈને સં. ૧૯૯૩ના જેઠ વદ ૬ મંગળવારે સાંજના પાંચ વાગે શ્રી. બદ્રીનારાયણની પુરીમાં પ્રવેશ કર્યો

## શ્રી બદ્રીનાથપુરી

બદ્રીનાથપુરીના પંડા [તીર્થગોર] તો હરદ્વારથી જ અમારી સાથે આવ્યા હતા, અને તેના કરી રાખેલ બંદોબસ્ત પ્રમાણે શ્રી. બદ્રીનાથના મંદિરની પછવાડેના ભાગમાંની ઊપરના ભાગની ધર્મશાળામાં બીજા મજલામાં અમોએ ઊતરો કર્યો, અહીંના મકાનો મોટે ભાગે બેમજલાનાં જ બનાવેલાં હોય છે, બાવાકાલીકામલીવાળાની ધર્મશાળાઓ તથા અન્નક્ષેત્ર છે બીજી પણ ઘણી ધર્મશાળાઓ છે. બજાર લાંબી અને બહુ જ સારી છે અને હરેક પ્રકારની ચીજો મળે છે. દૂધ, દહીં, પુરી, જલેબી, મીઠાઇ, માવા, ફરાળનો સામાન, સુકો મેવો, દાલ, ચાવલ, ઘૃત, સાકર, હરેક પ્રકારના મુરબા. ખાંડ, સુતરાઊ અને ગરમ કાપડ, સાડીઓ, ધોતીઆ, રબરના બૂટ, પુસ્તક, દર્શનીય ફોટા, સીનસીનેરીના ફોટા, મહાત્માની ચોપડીઓ, શિલાજીત, કસ્તુરી. મૃગચર્મ, પૂજાપાનો દરેક સામાન વગેર અનેક પ્રકારની ચીજો અહીં મળે છે. પણ તે કિંમતમાં કાંઇક વધારે મોંઘી પડે છે, તુલસી અહીંઆ બિલકુલ મળતાજ નથી. કોઇક શ્રદ્ધાળુ યાત્રી પોતાની સાથે ગ્લાસ કે નાનકડા માટીના પાત્રમાં પોતાની સાથે હરદ્વારથી રોપા લઈ આવે છે ને રસ્તામાં તેને પાણી પાઈને સજીવન

રાખે છે અને અહીં આવીને શ્રી બદ્રીનાથને અર્પણ કરે છે, અથવા તો દેવ પ્રયાગથી તુલસીના કંડીઆં લઇ આવે છે. મોટે ભાગે અહીંઆ વનતુલસી [એક પ્રકારની સુગંધીત વનસ્પતિ] અને જંગલી ફૂલો જ શણગારમાં વપરાય છે, અહીંઆ વસ્તી સારા પ્રમાણમાં છે. પોસ્ટ તથા તાર ઓફિસ ઇસ્પતાલ વગેરે છે, યાત્રીઓની ભીડ હમેશાં મોટા પ્રમાણમાં રહે છે અને જય બદ્રીવિશાળકી–જય બદ્રીવિશાળકી એવી રીતે હમેશાં જયધ્વની થયા જ કરે છે, રસ્તામાં પણ યાત્રીઓ એક બીજાને સામા આવતાં જતાં જય બદ્રીવિશાળકી એવી રીતે કહીને બોલાવે છે, અને સામો યાત્રી પણ તેવી જ રીતે અતી આનંદથી જય બદ્રીવિશાળકી કહીને જવાબ આપે છે. શ્રી બદ્રીનાથજીનું મંદિર ઊગમણે બાર (પૂર્વાભિમુખ) છે, બજારવાળા રસ્તેથી ચાલતા આઠ દશ સીડીઓ ચડવાથી પ્રથમ મોટો દરવાજો આવે છે તેની બાજુમાં જમણે પડખે એક ઓટલી [ચબુતરા] ઊપર શ્રી. ગરૂડજીની મૂર્તિ છે, તેની બાજુમાં હનુમાનજીની મૂર્તિ અને ત્યાંથી પ્રદક્ષિણામાં આગળ વધતાં દક્ષિણાદી બાજુમાં પ્રથમ શ્રી બદ્રીનાથનું રસોડું આવે છે તેની બાજુમાં શ્રી. લક્ષ્મીજીનું નાનકડું મંદિર છે. તેની બાજુ બજારમાં જવા માટે નાનકડો દરવાજો આવે. તેની બાજુમાં રાવળજીની ગાદી છે અને મંદિરનું દફતર છે. યાત્રીઓ આ ઠેકાણે અટકા તથા ભોગ તથા શ્રી. બદ્રીનાથજીની મોટી પૂજાના રૂપિયા જમા કરે છે, અને તેની રસીદ મળે છે. એક રૂપિ-

ચાથી ઓછો ભોગ નથી થઈ શકતો. ભોગ ધરાવનારને બીજે દિવસે બપોર વખતે ભોગના રૂપિયાના પ્રમાણમાં પ્રસાદની પત્રાવળી મળે છે. એક પત્રાવળીનો પ્રસાદ બે ત્રણ યાત્રી ખુશીથી ખાઇ શકે તેટલો હોય છે, ત્યાંથી આગળ મંદિરના ખૂણા ઊપર ધર્મશાલા તથા આચમન કુંડ છે, મંદિરની આથમણી બાજુએ કોટડીઓનું ચણતર કામ ચાલુ છે. ઊતરાદી તરફમાંથી આવતા ભગવાન ચરણોદકની કુંડી છે તેમાથી ચર્ણામૃત લેવાય છે, તેની સામે કર્ણઘટા અને ક્ષેત્રપાલની મૂર્તિઓ છે. આગળ ઇશાન ખૂણામાં અષ્ટધાતુનો મોટો ઘંટ ટાંગેલ છે શ્રી બદ્રીનાથજીના મંદિરના સભા-મંડપના ત્રણ દરવાજા છે. ઊગમણો દરવાજો મુખ્ય છે ને ત્યાં બે ચપરાશી ઉભા રહે છે તે ૩૦ થી ૪૦ માણસો એકી વખતે મંદિરમાં જવા દે છે. તેઓ જ્યારે દર્શન કરી લે છે. ત્યારે દક્ષિણ તરફના દરવાજેથી બહાર કાઢે છે. એટલે વળી પૂર્વ દરવાજેથી ૩૦ થી ૪૦ માણસને અંદર જવા દે છે. એવી રીતે વારાફરતી યાત્રીઓને દર્શન કરાવે છે. અને ત્રીજો દરવાજો હમેશાં બંધ જોવામાં આવે છે, અને કોઇ જરૂરી વખતે ખુલતો હશે. પૂર્વ દરવાજે બહાર ઉત્તરાદિ તરફ હવન કરવાની એક નાનકડી વેદી પ્રજ્વલીત રહે છે ત્યાં એક બ્રાહ્મણ જવતલ ઘૃત મેળવેલા લઇને બેઠો હોય છે તે યાત્રીઓને પૈસા લઇને હોમ કરાવે છે. નિજમંદિરના શિખર ઉપર સોનેથી મઢેલો કળશ છે તથા તેની ચારે બાજુ સોનાના પતરાં

મઢેલાં છે. મંદિરની અંદર ચાંદીના મઢેલાં મોટા સિંહાસન ઉપર વચમાં શ્રી બદ્રીનારાયણની કાળા પથ્થરની આશરે બે ફુટની મૂર્તિ પદ્માસન વાળીને ધ્યાનસ્થ બેઠી છે. તેની બાજુમાં જમણે પડખે કુબેરજીની સોનાની મૂર્તિ મુખારવિંદ રૂપે છે તે બાજુમાં આગળની તરફ શ્રી ગરૂડજીની પાંખોવાળી ચાંદીની સવાફુટ ઊંચી મૂર્તિ છે. શ્રી બદ્રીનારાયણની મૂર્તિ પાસે આગળમાં એક સુદર્શનચક્ર ને બીજી તરફ શંખ રહે છે. ડાબે પડખે નર—અને નારાયણની કાળા પથ્થરની બે મૂર્તિઓ છે. તેના પાસમાં શ્રીદેવી, ભુદેવી, લીલાદેવી, ઉર્વશી નામની નાની નાની મૂર્તિઓ નવ દશ ઇંચની ઊંચી છે. બદ્રીનાથજીની મૂર્તિની ચાર ભુજાઓ છે પણ ઉપરની બે ભુજાઓ નાનકડી અને ઝીણી છે જેથી સ્પષ્ટ જોઈ શકાતી નથી. પણ પૂજા વખતે નિર્વાણ દર્શન કરાવે છે. ત્યારે સ્પષ્ટ દેખાય છે. ઉપરમાં ફુટથી સવા ફુટ પહોળું સોનાનું છત્ર છે અને તેથી થોડે ઉપર મોટું ચાંદીનું છત્ર પણ ટાંગેલું રહે છે. મંદિરમાં સવારે ૮ વાગે રાવળજી (પૂજારી) વસ્ત્ર અને ચંદનનો લેપ હટાવીને સ્નાન કરાવે છે ત્યારે નિર્વાણ દર્શન થાય છે. સ્નાન કરાવી વસ્ત્રાભુષણ, પુષ્પ માળા વગેરે શણગાર ધરાવી ભોગ ધરાવી આરતી ઉતારે છે. મધ્યાહ્ને દાળભાત કે કઢીભાતનો ભોગ દક્ષિણ દરવાજા સામે બહારમાં શ્રી લક્ષ્મિજીના મંદિરની સામે ધરાવે છે અને પૂજારી તેનું નિરક્ષણ કરે છે, આ ભોગમાંથી પછી પ્રસાદની પત્રાવળીઓ અપાય છે. આ પ્રસાદ ખાવાનો ઘણો જ મહાત્મ્ય છે, મંદિર

લગભગ એક વાગે બંધ થઇ જાય છે અને સાંજના ૪ વાગે ફરી ખુલે છે, અને શણગારના દર્શન થાય છે. સાત વાગે, દૂધ તથા કેસરીયા મીઠાભાત વગેરેનો ભોગ લગાવે છે, અને સવારના ધરાવેલા શણગારને ક્રમે ક્રમે કરીને ઉતારી લઇ ફક્ત એક જ સફેદ વસ્ત્ર રહેવા દઇને શયન આરતી કરે છે, પછી પટ બંધ થઈ જાય છે. હમણાં કોઇ કાનપુરના શેઠ તરફથી ચાંદીના કમાડ તથા સિંહાસનનો ઉપરનો ભાગ ચાંદીનો બનાવેલ આવેલ છે તેની જોડમેડ થાય છે. પૂજારી રાવળજી અને તેનો મદદગાર બ્રાહ્મણ દ્રાવીડદેશના જ હોય છે અને તેના સિવાયના કોઈ પણ બ્રાહ્મણ કે બીજી જાતના માણસને નિજમંદિરની અંદર જવાનો અધિકાર નથી માટે સિંહાસનના જોડમેડનું કામ રાવળજી પોતાના હાથેથી જ કરે છે, તેમ જ મંદિરનો સર્વકાર્યભાર પણ રાવળજીને આધીનમાં છે.

મંદિરની બહાર ચારે તરફ દિવાલ છે તે મુખ્ય દરવાજો (મોટુફાટક) ઉગમણી તરફ છે. તેના આઠદશ પગથિયા છે. ઉતરીને પૂવ તરફ આગળ ચાલતાં જમણા હાથ ઉપર શંકરાચાર્યની અને ડાબા હાથ ઉપર કેદારનાથની મૂર્તિના નાનકડાં મંદિરની અંદર છે. ત્યાંથી આગળ નીચે સીડીયો ઉતરતા તપ્ત કુંડ આવે છે. તેના ઉપર ટીનનાં પતરાનું છાપરૂં છે. તેની અંદર ગરમ જળની બેધારાઓ પડે અને એક ધારા શીતળ જલની પડે છે, તે દરેક ધારાના મુખાર્વિંદ પાસે એક એક બ્રાહ્મણ બેઠો હોય છે. તે યાત્રીઓ

પાસેથી પૈસો બે પૈસા લઇને ધારા નીચે સ્નાન કરાવે છે. તપ્તકુંડમાં છાતી સુધી ઊંડું જળ ભર્યું રહે છે, ને વધારાનુ જળ નાળી મારફતે અલકનંદામાં નીકળી જાય છે. કુંડનું જળ જો વધારે ગરમ હોય તો ગરમ જળની બે ધારા તેમાં પડે છે તેમાંથી એક ધારાબંધ કરીને શીતળ જળના ધારા વધારે ખોલે છે એટલે નાવાને માફક આવે એવું જળ હમેશા રહે છે. તત્પકુંડને કોઇ, અગ્નિ કુંડ પણ કહે છે. આમાં સ્નાન તર્પણ અને દાન કરવાનો અપૂર્વ મહાત્મ્ય છે, કુંડની પૂર્વમાં અલકનંદા ગંગા વહે છે, અને ત્યાં **વારાહશીલા** છે. તપ્ત-કુંડની ઉત્તરાદી તરફ **નારદશીલા** છે. ત્યાં એક બ્રાહ્મણ ચંદન લઇને બેઠેલો હોય છે. તેથી આગળ ઉત્તર તરફ કુંડ, ગૌરીકુંડ અને સુરજકુંડ એમ ત્રણકુંડ ગરમજળના નાનકડા નાનકડા છે. તેની નીચે નારદકુંડ છે જે અલકનંદા ગંગાના પ્રવાહમાં જળ નીચે ડુબેલો રહે છે, કહે છે કે હાલની શ્રી બદ્રીનાથની મૂર્તિ શ્રી આદ્ય શંકરાચાર્યે આ નારદ કુંડમાંથી કાઢીને સ્થાપિત કરેલ છે. અને હજી બીજી એકાવન મૂર્તિઓ એજ કુંડમાં છે. અહીંઆ અલકનંદાગંગા ખૂબ જોરથી વહે છે ત્યાં લોઢાની સાંકળોને પકડીને સ્નાન થઇ શકે છે. તપ્તકુંડથી આથમણી તરફ ઊપરમાં **ગરૂડશીલા** છે. **મારકંડેશીલા** પાણીમાં છે, અને નરસિંહ શીલા અલકનંદા ગંગાને પહેલે કાંઠે ગણેશજીની મૂર્તિ પાસે છે, એમ પાંચકુંડ અને પાંચ શીલા અહીંઆ છે, શ્રી બદ્રીનાથજીના મંદિરના મોટા ફાટક પાસેથી ઉતરાદી તરફ થોડે આગળ **બ્રહ્મ કપાલી** આવે છે. અહીંઆ પિંડદાન (શરાવણા) થાય છે. અહીંઆ પિંડદાન

કરવાથી પિતાઓને બ્રહ્મ લોકપ્રાપ્ત થાય છે માટે ત્યારબાદ કોઈ જગાએ પિંડદાન ન કરવું એમ મહાત્મ્યમાં લખેલ છે. અહી પીંડદાન કરવા માટે શ્રી બદ્રીનાથને ભોગમાં ધરાવેલ ભાત લઈને **બ્રહ્મ કપાલી** ઉપર તેનું પિંડદાન કરાવાય છે અને પછી ત્યાંથી થોડે આગળ નીચે, અલકાનંદામાં કુંડમાં પિંડ પધરાવી (વિસર્જન કરી) બાજુમાં ધર્મશીલા છે. ત્યાં તર્પણ કરાય છે. શ્રી બદ્રીનાથજીની પુરીમાં પ્રવેશ કરતાં પ્રથમ ઋષિગંગા આવે છે, તેનો અલકનંદા ગંગામાં સંગમ થાય છે. તેની બાજુમાં દુર્વાસાનો આશ્રમ છે. ત્યાં બે ચાર સાધુ રહે છે, અને ત્યાંથી પુરીમાં આવતાં અલકનંદાને કિનારે પ્રહ્લાદ ધારા આવે છે તેની જરા આગળ કુર્મધારા આવે છે. આ ધારાનું જળ સ્વચ્છ અને શીતળ છે જેથી મોટે ભાગે વસ્તીના માણસો આનું જળ પીવામાં વાપરે છે, ત્યાંથી આગળ નારદ કુંડ અને બાજુમાં તપ્તકુંડ છે, આ પંચતીર્થી કહેવાય. તપ્તકુંડમાં સ્નાન કરવાથી અનેક જન્મનાં પાપ નષ્ટ થઇ જાય છે, અને બ્રાહ્મણ ને વિષ્ણુસ્વરૂપ સમજીને દાન આપવાનો ઘણો જ મહાત્મ્ય છે. અને પંડા (તીર્થગોર) આ ઠેકાણે યાત્રાનું સફળ અપાવે છે, અલકનંદા ગંગાને પૂર્વ કિનારે નર નામનો મોટો પર્વત છે ત્યાં શેષનેત્ર અને ગણેશજીનાં દર્શન છે, અને ગંગાને પશ્ચિમ કિનારે શ્રી નારાયણ નામનો પર્વત છે અને તળેટીના મેદાનમાં શ્રી બદ્રીનાથની પુરી છે–

પ્રથમ દિવસે સાંજે પાંચ વાગે પુરીમાં દાખલ થઈ સરસામાન ઊતારે ગોઠવી રાખી શ્રી બદ્રીવિશાળલાલનાં દર્શન કરી, જમીને રાત્રે આરામ લીધો.

બીજે દિવસે તપ્તકુંડ સ્નાન અને દર્શન તથા પિંડદાન તર્પણ વગેરે ક્રિયા કરી બપોર પછી જમીને સાંજના ભાગમાં વળી દર્શન કરવા અને બજારમાંથી પૂજનની સામગ્રી લીધી.

ત્રીજે દિવસે શ્રી બદ્રીનાથજીની મોટી પૂજા ભાઈ મનજી જેરામની સાથે મળીને કરાવી. આ પૂજાને માટે રૂપિયા ૧૦૧) પ્રથમથી જમા કરાવવા પડે છે, તેમાં મોટી રકમ ભાઈ મનજી જેરામે આપેલ અને બીજા સંઘના માણસોએ યથાશક્તિ આપેલ, અહીં એવો નિયમ છે કે મોટી પૂજા કરાવનારના જેટલાં માણસો હોય તેને નિજ મંદિરના દરવાજા બહાર બેસાડીને પૂજા સમાપ્ત થાય ત્યાં સુધી દર્શન કરાવે છે એટલે અમારા સંઘના બધા માણસો ત્યાં આગળ ગોઠવાઇ ગયાં. ૮ વાગે પૂજારી (રાવળજી) આવ્યા અને પંડિતજીથી સંકલ્પ કરાવી વિધિપૂર્વક કાંડું બંધાવી વરણીમા વર્યા અને પછી તરત જ અમરાવતી શ્રી બદ્રીનાથજીની પૂજા શરૂ કરી દીધી. પ્રથમ ગઇ રાત્રે શયન આરતી વખતે ધરાવેલું એક જ સફેદ વસ્ત્ર હતું તેને હટાવીને પછી ચંદનનો લેપ કરેલ હતો. તેને ઊતાર્યો (પૂજા

કરાવનારને આ ચંદન બીજે દિવસે પ્રસાદ તરીકે મળે છે.) પછી તેલ અને અતર લગાવી અભ્યંગ સ્નાન કરાવ્યું. પછી પંચામૃત (દૂધ દહીં મધ ઘૃત ખાંડ) થી સ્નાન કરાવવું શરૂ કર્યું. પ્રથમ દૂધથી મંત્ર ભણી સ્નાન કરી પછી સુદ્ધોદકથી સ્નાન કરાવ્યું પછી દહીંનો મંત્ર ભણી દહીંથી સ્નાન કરાવી સુદ્ધોદ-કથી સ્નાન કરાવ્યું એવી રીતે મધ, ઘૃત અને ખાંડના જુદા જુદા મંત્રો ભણીને સ્નાન કરાવ્યું. ત્યારબાદ અતર ચંદનના સુગંધીત જળનો અભિષેક કરી સ્નાન કરાવ્યું ત્યારબાદ ચંદનનો જાડો રગડો કરી કમંડલ ભરીને તેનો અભિષેક કરી સ્નાન કરાવ્યું ત્યારબાદ અતર મેળવેલાં ગંગાજળથી અભિષેક કરી શુદ્ધ સ્નાન કરાવી ને પછી ટુવાલથી સાફ કરી અતર લેપન કરી છાતીએ ભૃગુલંછન છે તેના દરશન કરાવ્યા અને પછી સોનાની જનોઇ ધરાવી. પછી એક થાળીમાં કપુર જગાવીને સિંહાસન ઉપરની સર્વે મૂર્તિઓની પાસે રાખી તેના નામ લઇ લઇને ઓળખાણ કરાવીને દર્શન કરાવે છે, આને નિર્વાણ દર્શન કહે છે. મંદિરમાં હમેશાં ચોવીશે કલાક ઘૃતના દીવા બળે છે, તો પણ યાત્રીઓને પૂરતો પ્રકાશ ન પડવાથી દર્શન કરવામાં અડચણ ન પડે એટલા માટે કપુર જગાવીને વિશેષ પ્રકાશ કરવાની જરૂરત પડે છે. યાદ રાખવું જોઈએ કે ચંદન કેસર અતરકપુર વસ્ત્ર

ફૂલ માળાઓ વગેરે પૂજનની સામગ્રીની કિંમતનો સમાવેશ પ્રથમ આપેલા રૂા. ૧૦૧)માં જ થઇ જાય છે જુદું કાંઇપણ આપવું પડતું નથી, ફક્ત પોતાની શ્રધા અને ઇચ્છા હોય તો ભેટ જે ધરાવવી હોય તે અલગ ધરાવે છે.

સિંહાસન ઉપર મધ્યમાં શ્રી બદ્રીનાથજીની મૂર્તિ શ્યામ ચતુર્ભુજ ધ્યાન પરાપણ, પદ્માસન વાળેલી છે. ઉપરની બે ભુજા નાનકડી અને પાતળી છે, જમણી બાજુએ કુબેરજીનું સૂવર્ણનું મુખારવિંદ અને તેની બાજુમાં ગરૂડજીની ચાંદીની પાંખોવાળી ચાંદીની મૂર્તિ છે. બદ્રીનાથજીની ડાબી બાજુએ શ્યામ રંગની નારાયણ અને નરની મૂર્તિ છે, તેની બાજુમાં નીચે શ્રીદેવી ભુદેવી, લીલાદેવી અને ઉર્વશીની નાની નાની મૂર્તિઓ છે તેની આગળમાં ઓધવજી તથા નારદજીની ચાંદીની મૂર્તિઓ છે. બદ્રીનાથજીના ડાબા ગોઠણ આગળ સુદર્શનચક્ર તથા તેની પાસે એક ચાંદીની છડી છે તેને ગદા કહે છે અને કોઇક વાંસળી કહે છે, અને જમણી તરફ શંખ છે, એવી રીતે નિર્વાણ દર્શન કરાવ્યા પછી બદ્રીનાથજીને કેસરવાળા ચંદનનો અરધો ઇંચ જાડો લેપ, મુખારવિંદ મૂકીને આખી પ્રતિમાને ચડાવે છે. અને ત્યાર બાદ, ભગવાનના શણગાર માટે સાચી ઝરી વાળા કિંમતી વસ્ત્રની મોટી છાબ ભરાઇને આવે છે તે તથા બીજા યાત્રીઓ પણ વસ્ત્ર લઇ

આવે છે તેમાંથી સારા સારા વસ્ત્રો છાંટીને એક પછી એક ધરાવીને ખૂબ શણુગાર સજાવે છે, ત્યાર બાદ રત્નજડીત મુકુટ તથા હાર સાચા મોતીઓની માળાઓ વગેર અનેક પ્રકારના ઘરેણાંનો મોટો થાળ ભરાઇ ને આવે છે. તેને સારી રીતે કળા અને કારીગરીથી ગોઠવીને શણુગારે છે, જે બહુજ સુંદર અને શોભાયમાન લાગે છે. ત્યાર બાદ મુકુટ ધરાવે છે. અને એક પછી એક એવી રીતે સાત મુકુટ ધરાવે છે. તેમાં હીરા, માણેક, નીલમ–જડેલા હોય છે અને છેલો મુકુટ મોરની પીછનો ધરાવ્યો. કપાળે હીરો ધરાવે છે તથા સાચા મોતીનાં કુંડલ, કડા, છડા તથા હારમાં પણ હીરા જડેલા હોય છે, ત્યાર બાદ ફૂલ તથા હારની મોટી ટોપલી ભરાઈને આવે છે તે પણ યથાસ્થાને સુશોભિત અને સારી રીતે ગોઠવે છે, બધી પૂજા પ્રેમથી અને શાન્તિથી થાય છે, ત્યાર પછી આરતી ઊતારે છે. આ વખતના દર્શન મનોહર અને બહુ જ આનંદ આપનારા હોય છે. ત્યાર પછી મેવામીઠાઈ વગેરના થાળ અમોએ આપેલા તે તથા બીજા યાત્રીઓ લઇ આવેલા તે સર્વેને એક પાટ ઉપર જુદા જુદા ગોઠવીને ધરાવે છે. અને યથાશ્રધા ભેટ મૂકવાનું કહી ભોગ ધરાવી આચમન કરાવીને ફરીથી આરતી ઉતારે છે. અને ધરાવેલા થાળમાંથી અરધો પ્રસાદ પાછો ઘરે લઈ જવા માટે યાત્રીને આપે છે. બધી

પૂજાવિધિ શાન્તિથી અને પ્રેમથી થાય છે, માટે દર્શન કરવાની ખૂબ મજા પડે છે. પૂજા કરવા માટે લાગેલો સમય આશરે.

૮ થી ૯ાા વાગ્યા સુધી સંકલ્પ કરાવીને પંચામૃત વગેરેનાં સ્નાન,

૯ાા થી ૧૦ા નિર્વાણ, દર્શન તથા ચંદન લેપન

૧૦ થી ૧૧ાા વાગ્યા સુધી વસ્ત્ર ઘરેણાં ધરાવવા, તુલસી તથા પુષ્પ માળાઓ વગેરેના શણગાર સજાવવા વગેરે.

૧૧ાા થી ૧૨ાા ભોગ સામગ્રી ધરાવી આરતી ઊતારવી વગેરે.

૧૨ાા થી ૧ા વાગે મંદિરની બહાર શ્રી લક્ષ્મીજીના મંદિરની સામે મેદાનમાં દાળભાતના અટકાનો ભોગ લગાવવા વગેરે.

લગભગ એક વાગે મંદિરના પટ બંધ થઈ જાય છે, અને સાંજે ચાર વાગે ફરીથી ખુલે છે. શ્રી બદ્રીનાથજીની પ્રદક્ષિણાનું બહુ જ મહાત્મ્ય છે. કેટલાક ૧૦૮ પ્રદક્ષિણા કરે છે જ્યારે કેટલાક ૩૬૦ અને કેટલાક ૧૦૦૮ એક હજાર ને આઠ પ્રદક્ષિણા પણ કરે છે.

પંચકુંડ અને પંચશીલાની માફક અહીં પંચધારા પણ છે. ૧ અલકનંદા. ૨ ઋષિ ગંગા. ૩ પ્રહલાદ ધારા ૪ કુર્મધારા અને થોડે દૂર. ૫ કંચનગંગા એમ પાંચ ધારા છે. તેના દર્શન કર્યા અને બ્રહ્મભોજ પણ આજે જ કરાવ્યો.

ચોથે દિવસે સવારમાં તપ્તકુંડમાં સ્નાન કરી અને તરત જ **વસુધારા** દર્શન કરવાને માટે ગયા જેનું વર્ણન હવે પછી આગળ કરવામાં આવશે. વસુધારાના રસ્તા બાબત અહીં તપાસ કરતા ઘણા માણસોએ વરસાદથી રસ્તો ખરાબ થઇ જવાનું કહ્યું પણ અમારે સાથે દેવળીઆ વાળા ભાઇ દેવજી મેપા હતાં તે બે ત્રણ વખત ત્યાં જઈ આવેલ હોવાથી અમો કોઇની વાત ન સાંભળતાં હિંમત રાખી ત્યાં ગયા. ઘણાએ યાત્રીઓ એવી વાતો સાંભળીને ત્યાં જવાનું આળસ કરી નાખે છે. હકીકતમાં ત્યાં જવાને જરાયે મુશ્કેલી નથી. એક ઠેકાણે નાનકડી નદી પડે છે. ત્યાં વરસાદના દિવસોમાં પાણી વહે છે. ત્યારે રસ્તો ધોવાઈ જાય છે. માટે ત્યાં ધ્યાન રાખીને યોગ્ય ઠેકાણેથી પાર થવું પડે છે. ફકત એક સો ફુટની લંબાઇમાં જ ખરાબ રસ્તો હતો, વસુધારા સ્નાન કરી અને સાંજે ત્રણ વાગે અમે પાછા શ્રી બદ્રીનાથપુરીમાં આવતા રહ્યા. આજે અમારા સંઘ તરફથી બાવા કાલીકમલી-વાળાને ત્યાં સાધુ મહાત્માઓને ભોજન માટે ભંડારો

કર્યો હતો અને તેમાં બદ્રીનાથપુરીમાંના બીજા બધા ભિક્ષાર્થીઓનો પણ સમાવેશ કરવામાં આવ્યો હતો.

પાંચમે દિવસે તપ્તકુંડ તથા અલકનંદાગંગામાં સ્નાન કરી નિત્ય કર્મ કરી અને બજારમાંથી જરૂરતની ચીજોની ખરીદી કરી દેવદર્શન કર્યા, રસોઈ કરવાની ખટપટ બિલકુલ નહોતી કારણકે દરરોજ શ્રી બદ્રીનાથને અટકો ધરાવતા હતા તેના પ્રસાદની પત્રાવલી મળતી હતી.

છઠે દિવસે હમેશ પ્રમાણે સ્નાન અને નિત્યનિયમ કરી શ્રી બદ્રીવિશાળના દર્શન કર્યા અને આજે એકાદશી હોવાથી બજારમાંથી ફરાળની સામગ્રી ખરીદ કરી. બદ્રીનાથપુરી સાક્ષાત ભુવૈકુંઠ કહેવાય છે અને અહીંઆ એવોજ આનંદ આવે છે. આખો દિવસ મનમાં હુલ્લાસ રહ્યા કરે છે. પણ અહીંઆ વધારે વખત રહેવા માટે પૂર્વના પુણ્યનું પ્રબળ જોર હોવું જોઇએ તોજ રહી શકાય છે. નહિતો, ઇચ્છા નહોવા છતાં પણ પ્રભુની પ્રેરણા અહીંથી ઊપડવા માટે મનમાં થાય છે, તે પ્રમાણે અમારા સંઘને પણ આજે અહીંથી રવાના થવાનો વિચાર નક્કી થયો. બદ્રીનાથ પુરી સમુદ્રની સપાટીના લેવલથી ૧૦૫૦૦ ફુટ આશરે ઊંચી છે.

## વસુધારા

વસુધારા બદ્રીનાથપુરીથી લગભગ ૫ માઇલ છેટી છે

અને રસ્તો સારો છે. ત્યાં સવારમાં વહેલું જવું જોઈએ. કારણ કે સાંજની વખતે ત્યાં વાદળાં થઇ જાય છે માટે ત્યાંનો કુદરતી દેખાવ બરાબર દેખાઇ શકતો નથી. બદ્રીનાથના મંદિરના ફાટક પાસેથી ઉતર તરફ રસ્તો જાય છે. પ્રથમ બ્રહ્મકપાલી શીલા આવે છે આગળ ચાલતા થોડે દૂર ડાબી બાજુ નારાયણ પર્વતમાંથી ભૃગુધારા આવે છે, તેથી આગળ ઇંદ્રધારા પણ એજ પર્વતમાંથી આવે છે આગળ ચાલતા અલકનંદાગંગાને પહેલે (પૂર્વ) કિનારે નરપર્વતમાંથી ચાર ધારાઓ વહેતી દૂરથી દેખાય છે, અને તે રૂગવેદ, યજુર્વેદ, સામદેવ ને અથર્વવેદના નામથી ઓળખાય છે. તેની આગળ કુબેર ભંડારીનો પહાડ છે જે બરફથી ઢંકાયલો દેખાય છે અને તેમાથી કુબેરગંગાની ધારા વહેતી દેખાય છે. ત્યાંથી આગળ ચાલતા મેદાનમાં માતા મૂર્તિ (નરનારાયણ અવતારની માતા) નું નાનકડું દેહરૂં આવે છે તેમાં માતાજીની નાનકડી મૂર્તિ છે. અહીંઆ શ્રાવણ વદ ૮ (જન્માષ્ટમી) નો મોટો મેળો ભરાય છે, વાદળા ન હોય ત્યારે આ ઠેકાણેથી પણ વસુધારા પડે છે તેના દર્શન થાય છે, કેટલાંક યાત્રીઓ અહીંથી દર્શન કરીને સંતોષ માની લે છે, તેવી રીતે અમારા સંઘમાંથી પણ ઘણા જણ અહીંથી દર્શન કરવાની લાલચમાં રોકાઇ ગયા પણ અમારો તથા દેવજી ભગતનો સંકલ્પ ખાસ તે સ્થળે જવાનો દૃઢ હતો માટે અમે તૈયાર થયા એટલે ભાઇ જાદવજી તથા બેચાર બીજી બાઇઓ પણ સાથે ચાલવા તૈયાર થઇ, કારણ કે મારી ધર્મ પત્નીની

હિંમત જોઇ તેઓને પણ હિંમત આવી, એટલે ૮ આઠ માણસનો અમારો સંઘ વસુધારા તરફ આગળ વધ્યો, થોડુંક પાછું વળીને માણાગ્રામ (મણીભદ્રપુર) જતા વચમાં અલકનંદાગંગા આવે છે તેના ઊપર લાકડાંના પુલથી પાર થઇ આગળ કુબેર ધારા આવે છે ત્યાંથી માણાગ્રામ વચ્ચેથી થઇને રસ્તો જાય છે, આગળ ચાલતાં ગણેશ ગુફા આવે છે તે થોડે આગળ ઊંચાણમાં વ્યાશ ગુફા આવે છે ત્યાં એક મોટો પથ્થર, પુસ્તકના પાના ગોઠવેલ હોય તેવાં આડાંસર વાળો દેખાય છે કહે છે કે આ ઠેકાણે શ્રી વ્યાસજીએ ભાગવત મોઢેથી કહી છે, અને ગણેશજીએ લખી છે. વ્યાસજીએ અઢારપુરાણ પણ અહીં બનાવ્યાં છે, હાલ એક ખાખી બાવો અહીં રહે છે. મુકુંદ ભગવાનની નાનકડી મૂર્તિના ત્યાં દર્શન છે. ઝૂંપડીનો દરવાજો હમેશાં બંધજ પડયો રહે છે. કોઇ પ્રેમી યાત્રી તેને ખોલવાનો આગ્રહ કરે ત્યારે માંડ માંડ ખુલે છે, અમને તો તે મનમોજી હોય તેવો લાગ્યો. અહીંથી એક રસ્તો માન સરોવર તથા કૈલાસ તરફ ગયો છે એ રસ્તા પર એક માઇલ ઊપર મુચકુંદ ગુફા આવે છે, પણ અમે એ તરફ ગયા નહિ. અહીંથી આગળ ચાલતાં થોડે દૂર સરસ્વતિજી નદી પહાડના વળાંકમાંથી નિકળે છે, તેનો દેખાવ એવો લાગે છે કે જાણે કેમ પહાડના ગર્ભ (ભોંયરા)માંથી જળ નીકળતાં હોય. અહીંઆ પહાડની ગુફામાં એક ઝીણું જળનું ઝરણું પડે છે, માણસો તેને માન સરોવરમાંથી આવતું બતાવે છે. અહીંઆ સરસ્વ-

તિજી નદીનો પટ સાંકડો છે ને કિનારાના પાકાપથ્થરને ગંગાના જળે કાપી નાખ્યા હોય તેવા છે તેના ઉપર ભીમસેને એક મોટી ગદા (પથ્થરની મોટી શીલા) રાખી દીધી છે, તે હજી સુધી જેમની તેમ જ પડી છે, અને માણસોને પેલી પાર જવા માટે પુલનું કામ દે છે, સરસ્વતિજીનો સંગમ અલકનંદામાં અહીંથી થોડે દૂર થાય છે અને તેને કેશવપ્રયાગ કહે છે, આગળ ચાલતા રસ્તો પથરીલો તથા ચડાઈનો આવે છે પ્રથમ સામકર્ણ ઘોડાનો પર્વત તથા આગળ રસ્તાની બાજુમાં ગીતાપુસ્તક તથા વિષ્ણુસહસ્ત્ર નામના બે મોટા પથ્થર પુસ્તક આકારના આડાસરવાળા આવે છે, અને તેની પાસે હિંમત ઋષિનો મોટો ઊંચો પર્વત રસ્તાની જમણી બાજુ આવે છે, અને અલકનંદા ગંગા રસ્તાની ડાબી બાજુ વહે છે. અહીંથી રસ્તો વધારે ચડાઈનો છે, વચમાં એક નાનકડી નદી આવે છે જ્યાં કોઇ કોઈ વખતે રસ્તો ધોવાઇને ખરાબ થઈ જાય છે, એટલે બીજે ઠેકાણે અનુકુળ રસ્તો શોધવો પડે છે. આગળ ચાલતા એક માઇલની ચડાઈ પાર કરવાથી જમણા હાથ તરફના પહાડમાંથી વસુધારા આવે છે, અહીંઆ, નાનકડી સરખી ટીન છાએલ એકલઢારી કોટડી છે તેમાં યાત્રી લોક કપડાં તથા સરસામાન રાખે છે, બાજુમાં એક બ્રાહ્મણ રામાયણની કથા વાંચે છે તેની બાજુમાં એક ખાખી બાવો મોટા અવસ્થાવાળો ધુણી તાપતો જોવામાં આવ્યો. બાવો ફરાળી હતો. યાત્રીયો પાસેથી તેના પુરતું ફરાળ હમેશાં મળી રહે છે. અને

કહે છે ઘણા વરસથી આ બાવો અહીં રહે છે અને થોડે આગળ તેની રહેવાની ગુફા છે. ટીનની કોટડીની પૂર્વ બાજુમાં એક બ્રાહ્મણ વાસુદેવની પિત્તળની મૂર્તિ સ્થાપી ને બેઠો રહે છે. અને સ્નાન કર્યા પછી યાત્રીઓને સંકલ્પ કરાવી પૂજન કરાવે છે. અને ભેટ અને ભોજન માટે પૈસા માગે છે. અહીંઆ પર્વત ઉપર અઢી કે ત્રણસો ફુટ ઉપરથી બે ધારાઓ પડે છે અને હવાના ઝાપટાને લીધે નીચે પડતાં વરસાદના છાટાં જેવી થઇ જાય છે. જ્યાં ધારાનો મધ્યભાગ જમીનમાં પડે છે ત્યાં નીચે બરફ જામેલો હોય છે, અહીં નાવાનું જરા કઠણ છે, અને સહેજ. ઠંડી પડે છે. યાત્રીઓ ટીનની કોટડી પાસે કપડાં ઊતારીને એક વસ્ત્ર પહેરી લગભગ એકસો ફુટ છેટે આવેલ વસુધારામાં સ્નાન કરવા જાય છે. વચમાં પથ્થરના ગોળાઓ માથે ચાલવાને માટે સાવચેતી રાખવી પડે છે કયાંક હાથ ખોડીને પણ ચાલવું પડે એમ કરતાં ધારાની નજીક પહોંચાય છે ત્યાં આગળ જઇને ઊભા રહીને માતગંગે એમ જોરથી અવાજ કરવાથી પવનના ઝોકથી ધારા ઊપર આવીને પોતે નવરાવી જાય છે, અને બહુ જ આનંદ આવે છે. પણ ખુલા મેદાનમાં હવામાં ઊભા રહી સ્નાન કરવાનું હોવાથી વધારે વખત રહી શકાતું નથી. ઠંડી પડવા લાગે છે, વસુધારામાં સ્નાન કરવાને ઘણોજ મહાત્મ્ય છે કહે છે કે પાપી મનુષ્ય ને ધારા પોતે નવરાવતી નથી. વસુધારામાં સ્નાન કર્યા પછી બ્રાહ્મણ પાસે વાસુદેવનું પૂજન કરી નાસ્તા પાણી કર્યા, અહીંયાથી આગળ દૂર અલકાપુરીના

બરફ વાળા પહાડના બરાબર સારી રીતે સાફ દર્શન થાય છે. અલકનંદા ગંગાનું ઉદ્દગમ સ્થાન એજ પહાડમાં છે, સામે નજર કરવાથી થોડે દૂર સુધી તો અલકનંદાની ધારાના પણ દર્શન થઈ શકે છે, ખરેખર આ જગ્યા પણ મનોરંજક છે. માણસોનું કેવું છે કે એ બાજુ આગળ સતોપથ (સ્વર્ગારોહણ) જ્યાંથી પાંડવો હિમાલય ગળવા ગએલ, તે ઠેકાણું છે અને તે બદ્રીનાથથી કુલે તેર માઇલ થાય છે. પણ ત્યાં વધારે બરફ હોવાથી જવું બહુ કઠણ છે, ત્યાં જલાવવા માટે લાકડાં નથી, એટલે ખાધાખોરાકી માટે ભાતું (ટીંમણ) અહીંથી સાથે લઇ જવું પડે છે, અને શ્રાવણ તથા ભાદરવા મહિનામાં ત્યાં જઇ શકાય છે. અને વચમાં **સહસ્ત્રધારા** તથા ચક્રતીર્થ આવે છે. વસુધારામાં નાસ્તો કરી વિશ્રાંતિ લઇ ને પાછા વળ્યા તે સાંજે ત્રણ વાગે શ્રી બદ્રીનાથપુરીમાં પહોંચી આવ્યા. ત્યારબાદ બે દિવસ રોકાયા અને પછી પ્રભુની પ્રેરણા થવાથી જેઠ વદ ૧૧ રવીવાર તા. ૪ જુલાઇ સને ૧૯૩૭ના ૧૦॥ વાગે શ્રી દેવપ્રયાગ અને ઋષિકેશ જવા માટે વળતી યાત્રા શરૂ કરી.

## શ્રી બદ્રીનાથથી ઋષિકેશ. વળતી યાત્રા

શ્રી બદ્રીનાથપુરીથી ૧૦॥ વાગે રવાના થઇ એક માઇલ ઉપર ગણેશજી પાસે આવી ત્યાંથી શ્રી બદ્રીવિશાળની પુરીને દંડવત્ પ્રણામ કરી ચાલ્યા તે ૧ વાગે હનુમાન ચટી આવ્યા ત્યાં નાસ્તો પાણી કરી એક કલાક વિશ્રાંતિ લઇને ચાલ્યા તે

સાંજે પાંચ વાગે પાંડુકેશ્વર ચટીએ આવ્યા. અહીં રસોઇ કરી ફરાળ કર્યા અને રાત્રી રોકાણું. સોમવારે સવારે ત્યાંથી ચાલ્યા તે ૭॥ વાગે વિષ્ણુ પ્રયાગ આવ્યા અહીંઆ સંગમમાં સ્નાન તર્પણ હવન કરી વિષ્ણુ ભગવાનના દર્શન કરી દૂધ નાસ્તા કરીને રવાના થયા તે બે માઇલની જોશીમઠની કડી ચડાઇ ચડીને આગળ સીંઘધારા ચટીએ ૧૦ વાગે પહોંચ્યા. ત્યાં બપોરા કરી ત્રણ વાગે રવાના થઇ રાત્રી ગુલાબકોટી ચટીમાં રહ્યા. જેઠ વદ **૧૩** મંગળવારે સવારે ત્યાંથી રવાના થઇ ૭ વાગે ગરૂડગંગા આવ્યા અહીં સ્નાન દર્શન કરી દૂધ નાસ્તા કરી રવાના થયા ૧૦ વાગે પીપલકોટી ચટી આવ્યા. અહીં બપોરા કરી બજારમાંથી કસ્તુરી, ચમર, મૃગછાલા વગેરે જરૂરી સામાન ખરીદી ત્રણ વાગે રવાના થઇ સાંજે **મઠ ચટીમાં** રાત રહ્યા અને વધારાનો સામાન જે જતી વખતે અહીંના દુકાનદાર પાસે રાખેલ હતો તે સંભળીને પાછો લઇ લીધો. બુધવારે સવારમાં રવાના થઇ બે માઇલ ઉપર ચમોલી (લાલ સાંગા) આવ્યા. શ્રી બદ્રીનાથપુરીથી વળતા અહીં સુધી એજ રસ્તે, પાછું વળવું પડે છે; અને અહીંથી રસ્તો જુદો પડે છે જે અલકનંદા ગંગા ઉપરના લોઢાના ઝુલા પુલથી પાર થઇને તેને પૂર્વને કિનારે કિનારે થઇને જાય છે, બદ્રીનાથથી વળતાં ચમોલી સુધી અલકનંદા ગંગાને રસ્તાની સગવડતા માટે આ સાતમી વખત પાર થવાય છે. આગળ બે માઇલ ઉપર **કોયલ ચટી** અને ત્યાંથી બે માઇલ ઉપર **મૈઠાણા ચટી** અને ત્યાં ૩ માઇલ ઉપર

## નંદ પ્રયાગ

દશ વાગે નંદ પ્રયાગમાં આવ્યા. અહીંઆ બજાર સારી છે પોસ્ટ તથા તાર ઓફિસ છે. મકાન ઘણાખરા બે મજલાનાં છે. અહીંયા વસ્તીથી થોડે છેટે નંદગંગાને અલકનંદા ગંગામાં સંગમ થાય છે. ત્યાં જવાને રસ્તો સીધો પણ પાણુાના રોડાવાળો છે. ત્યાં ઘાટ પર બ્રાહ્મણો રહે છે. તે સંકલ્પ કરાવી સંગમમાં સ્નાન કરાવે છે. નદીનો પાટ ઘણો પહોળો છે. સ્નાન કરીને વળતાં બજાર પાસે ગોપાલજીના મંદિરમાં દર્શન કરીને બાજુમાં રામાનુંચાર્ય તથા લક્ષ્મીદેવીની મૂર્તિના પણ દર્શન કરી આગળ આવતાં એક નાનકડી દેરીમાં નંદ યશોદાજીના દર્શન છે તથા ચંડિકા દેવીના દર્શન છે. કહે છે કે નંદજીએ અહીંઆ તપશ્ચર્યા કરેલ હતી. આ પવિત્ર તીર્થ છે. અહીંઆ પણ આંબાના ઝાડ જેવામાં આવે છે. અહીંયા બપોરની વિશ્રાંતી લઈ ચાલ્યા ત્રણ માઇલ ઉપર **સોનાલા ચટી** આવી અને ત્યાંથી ત્રણ માઇલ ઉપર સાંજે

## લંગાસુ ચટી

આવ્યા. અહીં રાત્રી વ્યતીત કરી. ગુરૂવારે સવારે ચાલતાં બે માઇલ ઉપર **જેકંડી ચટી** આવી અને સાડાચાર માઇલ ઉપર ૭ા વાગે

## કર્ણ પ્રયાગ

પહોંચ્યા. આજે જેઠ વદ ૦)) અમાસ છે, અહીં કર્ણ-ગંગા તથા અલકનંદા ગંગાને સંગમ થાય છે ત્યાં સ્નાન

કરવાની મજા પડે છે. સંગમ ઉપર બ્રાહ્મણ રહે છે, તેઓ સંકલ્પ કરાવી સ્નાન કરાવે છે અને કહે છે અહીંઆ સવા લાખ પર્વતની પરિક્રમા પૂરી થાય છે. સંગમ સ્નાન કરીને ઉપર આવતા કર્ણેશ્વર મહાદેવના તથા દેવીના દર્શન છે. રસ્તાથી પૂર્વ ઉપરમાં ચડતા મોટું મંદિર છે તેમાં શંકર પાર્વતી તથા લક્ષ્મીનારાયણ તથા ગણપતી તથા કર્ણરાજાની મૂર્તિના દર્શન છે. કહે છે કે કર્ણરાજાએ અહીંઆ તપ અને યજ્ઞ કર્યો હતો. ઉત્તરાખંડમાં આ તીર્થ પ્રસિદ્ધ છે, અને પંચ પ્રયાગમાનો એક આ છે. પચંપ્રયાગનાં નામ.

૧. દેવ પ્રયાગ. ૨. રૂદ્રપ્રયાગ.

(આ બે પ્રયાગ અહીંથી ઋષિકેશ જતાં આગળ આવશે.

૩. કર્ણ પ્રયાગ (અહીં છે.)

૪. નંદ પ્રયાગ. ૫. વિષ્ણુ પ્રયાગ.

(આ બે પ્રયાગ પાછળ મૂકી આવ્યા તે.)

અહીંથી ૦ા માઇલ આગળ ચાલતાં કર્ણ ગંગાને લોઢાના ઝુલાના પુલથી પાર થઇ થોડી ચડાઇ ચડવાથી ચટી અને બજાર આવે છે. બજાર સારી છે. લીલોતરી શાકભાજી સારી મળે છે. પૂરી જલેબી તૈયાર મળે છે, પૂર્વ તરફના યાત્રીઓ જેને કે હરદ્વાર અને ઋષિકેશ પાછું જવાની જરૂરત નથી. તઓની ઉત્તરાખંડની યાત્રા આ ઠેકાણે પૂરી થાય છે, અને તેઓ મેલ ચોરી અને રાણીખેત થઇ કાઠગોદામ તથા

ચોખુટીઆ રેલ્વે સ્ટેશન જાય છે અને તેને રસ્તામાં ૧૧ માઇલ ઉપર આદિબદ્રી તીર્થ આવે છે. કર્ણપ્રયાગની બજાર સારી છે. એક ઠેકાણે પહાડી લોક ગંગોત્રીજીના જળ વેચે છે અને જેઓ ગંગોત્રીજી જઇ નથી શકતા, તેઓ અહીંથી ખરીદ કરી લે છે. અહીં દૂધ નાસ્તા લઇ ચાલ્યા. મૈલ ચોરી આહીંથી ૨૬ માઇલિ થાય છે અને ત્યાં જવાનો રસ્તો ડાબા હાથ તરફ છૂટી જાય છે. આગળ ચાલતા ૪ માઇલ ઉપર **ચટવાપીપલ** ચટી ૧૦॥ વાગે પહોંચ્યા. અહીંઆ બપોરની રસોઇ જમી વિશ્રાંતી લઇ ચાલ્યા. બે માઇલ ગૌચર **સૈંણ ચટી** આવે છે, એરોપ્લેન (હવાઇ વિમાન)ની સર્વિસ ચાલતી ત્યારે અહીં તેનું સ્ટેશન હતું. ત્યાંથી આગળ ચાર માઇલિ ઉપર **કમેડા ચટી** અને ત્યાંથી ત્રણ માઇલ ઉપર સાંજે

## શીવાનંદી ચટી

પહોંચ્યા. આ ચટી સારી છે. રાત અહીં રોકાઇ પ્રભાતમાં ચાલ્યા તે ૭॥ માઇલ ઉપર અષાઢી બીજ શુક્રવારના ૮ વાગે

## રૂદ્રપ્રયાગ

આવ્યાં. મંદાકીની ગંગાને લોઢાના ઝુલાપુલથી પાર થઇ ૦। માઇલિ આગળ ચાલતા બજાર આવે છે તેથી જરા આગળ મંદાકીની ગંગા તથા અલકનંદા ગંગાનો સંગમ થાય છે સંગમમાં સ્નાન કરવા જવા માટે ઘણું નીચે ઊતરવું પડે છે અને ત્યાં પાકી સીડીઓ બાંધેલી છે. તેમાં બે ત્રણ લોઢાની

સાંકળો બાંધેલી છે, જેને પકડીને યાત્રીઓ સ્નાન કરે છે કારણકે ત્યાં બંને ગંગાઓ બહુ જ જોરમાં વહ્યા કરે છે. સ્નાન તર્પણ કર્યાં પછી ઘાટ ઉપર જ ગંગાજીના મંદિરમાં દર્શન કરી ઉપર ચડતાં શ્રી રૂદ્રેશ્વર મહાદેવનું મોટું મંદિર આવે છે તેમાં શંકરના દર્શન છે. બાજુમાં પાર્વતીજી તથા બીજી બે નાની નાની મૂર્તિનાં દર્શન છે. સભા મંડપમાં સામે નંદી અને ભૃંગી નામના બે પોઠિયા બીરાજે છે, અહીંઆ એક જન્મઅંધ સંન્યાસી રહે છે અને તે યાત્રીઓને સારો ઉપદેશ આપે છે. અહીંથી કેદારનાથ ૫૪ માઇલ થાય છે. મંદાકીનીને જમણે (પૂર્વ) કિનારે થઇને રસ્તો જાય છે. ઋષિકેશથી સીધા કેદારનાથ જવા માટે આજ રસ્તો છે, તાર તથા પોસ્ટ ઓફિસ છે બજાર બહુ સારી છે. માલ સસ્તો મળે છે, દેવદર્શન કરી પાછાં વળી એજ રસ્તે અલકનંદા ગંગાના ઝુલા પુલથી આ પાર આવી આગળ ચાલતાં બે માઇલ ઉપર

## ગુલાબરાય ચટી

આવ્યા. અહીંઆ બપોરની રસોઈ કરી વિશ્રાંતી લીધી. ચટી બહુ સારી છે. આંબાના ઝાડ, ગુલાબના ફૂલ અને લીલોતરી પણ દેખાય છે પાણીની સગવડ સારી છે, પણ સામાન મોંઘો મળે છે. આગળ ચાલતા પંચ ભૈયાની ધારની ચડાઇ ઊતરાઇ આવે છે. ૨ા માઇલ ઉપર **નરકોટ** ચટી તથા અઢી માઇલ આગળ **ખાંકરાચટી** આવે છે, આ ચટી સારી છે, સુંદર

નદીના કિનારા ઉપર છે, આજે અશાઢી બીજ (કચ્છ કાઠિ-યાવાડમાં અશાઢી બીજથી નવું વર્ષ શરૂ થાય છે માટે ઘીકેળાં જમવા શુભ શુકન લેખાય છે.) હોવાથી કેળાંની તલાસમાં સવારથી હતા તે આ ચટીએથી પ્રાપ્ત થયાં તે લઈને આગળ ચાલતા સાડાત્રણ માઈલ ઉપર અને ઉતરાઇ પાર કર્યા પછી નાલાના કિનારા પર ૭ વાગે

## ભટ્ટી સેરાચટી

પહોંચ્યા. આ ચટી સાધારણ સારી છે. ધર્મશાળા છે. રાત અહીં રોકાઇ શનીવારે સવારે રવાના થઇ સાડાત્રણ માઇલ ઉપર **શુક્તાચટી** આવે છે. અહીંઆ બગીચો છે. ત્યાંથી આગળ ચાલતાં પાંચ માઇલ ઉપર ૯ વાગે

## શ્રીનગર

પહોંચ્યાં. આ શહેર નવું વસાવેલ હોવાથી તેની બાંધણી સારી છે. વળી અલકનંદા ગંગાને કિનારે હોવાથી તેની સુંદરતા ઘણી સારી લાગે છે. જૂનું શ્રીનગર શહેર અહીંથી એક માઇલ આગળ નીચાણમાં હતું તે સંવત ૧૯૫૧ની સાલમાં ગંગાજીમાં વધારે પુર આવવાથી ધોવાઇ ગયું ફક્ત કમલેશ્વર મહાદેવનું મંદિર તથા થોડાક વસ્તીના મકાન બચી ગયા હતાં. સંવત ૧૯૫૮ની સાલમાં જ્યારે મારા પૂજ્ય માતુશ્રીજી બદ્રીનાથ યાત્રાએ ગયા હતાં ત્યારે શહેર બાંધવાનું કામ ચાલુ હતું એમ તેઓ કહે છે. અહીંઆ બે મજલાની સારી ધર્મશાળા છે. તેમાં સદાવ્રત

તથા શ્રી સત્યનારાયણનું મંદિર છે. શ્રી ગંગાજીનો પટ બહુજ પહોળો છે જેથી જળપ્રવાહ ફેલાઈ જવાથી શાન્ત છે. એટલે સ્નાન કરવામાં બહુ આનંદ આવે છે. બજાર સારી છે. તાર અને પોસ્ટ ઓફિસ, ઇસ્પિતાલ તથા હાઇસ્કુલ અને પોલીસ સ્ટેશન પણ છે. અહીંથી એક સડક દક્ષિણ તરફ કોટદ્વાર રેલ્વે સ્ટેશને ગઇ છે. તેના ઉપર આઠ માઇલ છેટે પૌડી તહેસીલ છે અને તે ગઢવાલ રાજ્યનું હેડકવાર્ટર છે. શ્રીનગર ખુલા મેદાનમાં આવેલ છે અને નવા બનાવેલ શહેરની બાંધણી સારી છે. મીઠાઈ, ઘેવર, દહીં, દૂધ, માવો, શાકભાજી અને પાકેલા આંબા મળે છે. આંહી વાંદરા પણ દેખાય છે. આ ઠેકાણે બપોરા કરી વિશ્રાંતિ લઇ રવાના થયા. એક માઇલ ઉપર જૂનું ધોવાઇ ગએલું શ્રીનગર શહેર આવે છે, ત્યાં શ્રી કમલેશ્વર મહાદેવનું સુંદર પુરાતન મંદિર છે, સુંદર શિવલીંગના દર્શન છે, સામે નદી છે, સામેપાર ખાંડવ નદીનો અલકનંદા ગંગામાં સંગમ થાય છે. અહીં ભગવતી શ્રી દુર્ગાદેવીનાં દર્શન છે કહે છે કે ત્યાં શુંભની શુંભ નામના રાક્ષસ સાથે યુદ્ધ કરીને તેનો સંહાર કર્યો છે. રાજા શૈલનિધીની કન્યાના સ્વયંવર વખતે નારદજી તેના ઉપર મુગ્ધ થયા હતા અને તેને મેળવવા માટે શ્રી વિષ્ણુ ભગવાન પાસે જઇને તેના સ્વરૂપની માગણી કરી અને ભગવાને તેને હરિ (વાંદરા) નું મુખ આ ઠેકાણે બનાવ્યું હતું. અહીં શંકરાચાર્ય મઠ અને અશ્વતીર્થ દર્શન કરવા યોગ્ય છે. સામે પાર ગઢવાલ રાજ્ય તરફ નવું વસાવેલ કીર્તિ નગર

શહેર છે અને ત્યાં સુધી મોટર સરવીસનો રસ્તો બનીને તૈયાર થઈ ગયો છે. ત્યાં જવા માટે અલકનંદા ગંગા ઉપર લોઢાનો પુલ છે. એ રસ્તો જમણી તરફ છૂટી જાય છે. આગળ ચાલતાં બે માઇલ ઉપર

## બીલ્વકેદાર

આવે છે. બીલ્વકેદાર શ્રીનગરથી ત્રણ માઇલ થાય છે. શિવજીનું પુરાતન મંદિર છે, બીલ્વકેશ્વરનો લીંગ સ્વયંભુ છે. અને બીલીપત્ર ચડાવવાનો બહુ મહાત્મ્ય છે. બીલીપત્ર અહીંઆ તાજા અને ઘણાં મળે છે. બહાર એક પથ્થર પર પગનું મોટું ચિન્હ છે તેને ત્યાંના માણસો ભીમનો પગ કહે છે. અને અલકનંદાગંગાને સામે કિનારે પણ આવો જ પગ છે અને શંકરનું મંદિર છે. મંદિર તો અહીંથી દેખાય છે. આ સ્થળે ભીલગંગાનો સંગમ થાય છે. અર્જુન સાથે ભીલ રૂપે શ્રી મહાદેવજીનું યુદ્ધ થયું હતું, મહાદેવે પ્રસન્ન થઇ પશુપત અસ્ત્ર આપ્યું હતું. ઈંદ્રકીટ પર્વત ને ખાંડવવન અહીં છે. આગળ ચાલતા રસ્તાની બાજુમાં આંબાનો બગીચો આવે છે તેમાં મંદિર છે, જગ્યા ઘણી સુંદર છે. આગળ નાનકડી **અરકેણી ચટી** આવે છે ત્યાંથી આગળ ચાલતાં સાંજે પા। વાગે

## રામપુર ચટી

પહોંચ્યા. બીલ્વકેદારથી રામપુર ચટી ૫ માઇલ થાય છે. ચટી મોટી છે સારી છે પાણીની સગવડ છે. અહીંઆ રાત રોકાઇ

પ્રભાતમાં ચાલતા સાડાત્રણ માઈલ ઉપર **રાણી બાગ**, ત્યાંથી આગળ અઢી માઇલ ઉપર **સીતા કોટી** આવે છે, ત્યાંથી આગળ ત્રણ માઇલ ઉપર **વિદ્યા કોટી** આવે છે. અહીં જૂનું મંદિર આવે છે બગીચો છે ત્યાંથી આગળ ત્રણ માઈલ ઉપર અશાડ સુદ ૪ ને રવીવારે ૧૦ વાગે

## દેવ પ્રયાગ

આવ્યા. અલકનંદા ગંગાને બે કાંઠે વસ્તી અને બજાર છે. સંગમમાં સ્નાન કરવા માટે અલકનંદા ગંગા ઉપર લોઢાના ઝુલા પુલથી પાર થઇ આશરે ૦। માઇલ બજાર તરફ આવવું પડે છે. અહીં ધર્મશાળાઓ ઘણી છે. બજાર મોટી અને સારી છે. કાપડ વગેરે જરૂરતની ચીજો મોટા જથ્થામાં મળી શકે છે. વસ્તીના મકાન પહાડની સલામીમાં ઘણે ઊંચે સુધી છે અને ગંગાને કિનારે હોવાથી બહુ જ રમણીય લાગે છે, અલકનંદા ગંગાની ધારા ઘણી નીચે વહે છે. આપણને જોવાથી અચરજ લાગે કે માણસો ઘાટ ઉપરથી જળ ભરીને કેવી રીતે ઉપર લઇ જતા હશે. પણ તેઓનો હમેશનો અભ્યાસ હોવાથી પાણીની હેલો ભરી સહેજમાં ઉપર લઈ જાય છે. પોસ્ટ, તાર ઓફિસ અને ઇસ્પિતાલની સગવડ છે, શ્રી બદ્રીનાથજીના પંડા ઘણાખરા અહીંઆ તથા બીજા આસપાસનાં ગામડામાં રહે છે, ભાઇ મનજી જેરામના ગોર બિહારીલાલ અને, હાજાપુરવાલાઓના ગોર જગન્નાથ સવાસેર એ તો યાત્રાની શરૂઆતથી અમારે સાથે જ હતા, પણ અમારો

ગોર મહેશપ્રસાદ ગંગારામ ગરીબ હોવાથી બીજા યાત્રીની તલાશમાં નીકળી ગએલ હતો માટે એની તપાસ કરી. પતો લાગવાથી તેની બુઢી માતાજી તથા તેની સ્ત્રી અને દશ વર્ષના પુત્ર પરમેશ્વરપ્રસાદની ભેટ થઇ. આ કુટુંબ હમણાં ગરીબી હાલતમાં છે, પોતપોતાના ગોરને યથા શ્રધા પ્રમાણે ભોજન વસ્ત્ર અને દક્ષિણા આપી સંતોષ પમાડયા કારણ કે અહીંથી હવે ઋષિકેશ મોટર સર્વીસમાં જવાનો અમારા સંઘનો વિચાર થયો હતો. જો કે ડંડીવાળા તથા સામાન ઉપાડનાર કુલી (મજૂર) અમારા ઋષિકેશ સુધીના ઠેરાવીને બાંધેલાં હતા પણ આવા પહાડી રસ્તામાં મોટર કેવી રીતે થઇને જાય છે, તે જોવાનો તથા અનુભવ લેવાનો બધા માણસોનો વિચાર થવાથી, મજૂરોને ઠરાવ પ્રમાણે પુરી, મજૂરી અને ઈનામ (બક્ષીશ) આપીને રજા આપી દીધી. દેવ પ્રયાગમાં અલકનંદા ગંગા તથા ભાગેરથી ગંગાનો સંગમ મુખ્ય તીર્થ છે. સંગમસ્નાન કરવા જવા માટે ઘણા પગથિયા નીચે ઊતરવા પડે છે, આગળ જતાં શીલાને ખોદીને નાવાને માટે ઘાટ બનાવેલ છે તેમાં લોઢાની સાંકળો છે, તે પકડીને યાત્રીઓ નિર્ભય સ્નાન કરી શકે છે. બંને ગંગાઓનાં જળ ઘણા જ પ્રચંડ વેગથી વહે છે કે જાણે હમણાં જ આ પથ્થરની શીલાઓના ઘાટને ખેંચીને લઇ જશે માટે સાંકળોને પકડયા વગર સ્નાન કરવાથી તણાઈ જવાની બીક રહે છે. સંગમ સ્નાન કરી ત્યાં જ વૈતાલ શીલા ઉપર શ્રાધ (પીંડદાન) થાય છે, ત્યાં બેસીને બંને ગંગાના તરંગ જોવાથી

ખૂબ આનંદ આવે છે. ટેકરી ઉપર શ્રી રામચંદ્રનું મોટું પુરાતન મંદિર છે ત્યાં જવાને ઘણા પગથિયાં ખડી ઊંચાઇનાં ચડવાં પડે છે. મંદિરમાં શ્રી રામચંદ્રજીની મોટી શ્યામ મૂર્તિ છે. જમણી બાજુ લક્ષ્મણજી અને ડાબી બાજુ જાનકીજીની મૂર્તિના દર્શન છે, પ્રદક્ષિણામાં બીજાં પણ દેવી દેવતાઓના દર્શન છે, સામે ગરૂડજીની મૂર્તિ છે થોડે નીચે શંકરનું મંદિર છે, થોડે દૂર ભાગીરથી ગંગા ઉપર પણ લોઢાનો ઝુલા પુલ પાર થવાથી મોટર સર્વીસનું સ્ટેશન આવે છે, તથા એક રસ્તો ભાગેરથીને પશ્ચિમ–કિનારે થઈને ઉતર તરફ ગંગોત્રી તથા જમનોત્રી તરફ ટેહરી (ગઢવાલની રાજધાની) શહેર થઇને જાય છે. દેવ પ્રયાગથી ટેહરી ૩૪ માઇલ, જમ-નોત્રી ૯૯, ગંગોત્રી ૧૩૬, કેદારનાથ ૯૩ માઇલ, બદ્રીનાથ ૧૨૪ અને ઋષિકેશ ૪૫ તથા હરદ્વાર ૫૯ માઇલ થાય છે. બીજે દિવસે સોમવાર હોવાથી બ્રહ્મભોજન કરાવીને આરામ લીધો. ત્રીજે દિવસે મંગળવારે સવારમાં સંગમ પર સ્નાન કરી દેવ દર્શન કરી કુલીથી સામાન ઊપડાવી ભાગીરથી ગંગાને લોઢાના પુલ ઉપરથી પાર થઇ સામે કાંઠે મોટરના સ્ટેશને ૬ વાગે આવ્યા, અને સાડાછ વાગે ત્યાંથી રવાના થયા વચમાં વશિષ્ઠ ગુફામાં ઉતરી સાધુના દર્શન કરી દૂધ નાસ્તા લઇ સાડાદસ વાગે ઋષિકેશ પહોંચ્યા. ગંગા કિનારે ખુરજાવાલા શેઠની ધર્મશાળામાં ઊતર્યા, પ્રથમ કુબજામૃત કુંડ (બ્રહ્મકુંડ)માં સ્નાન કરી પછી શ્રી ગંગાજી સ્નાન કરી શ્રી રામચંદ્રજી તથા ભરતજી વગેરેના દર્શન કરી સાંજના લક્ષ્મણ ઝુલા

તરફ દર્શન કરવા ગયા. લક્ષ્મણ ઝુલો અહીંથી ત્રણ માઈલ થાય છે, ત્યાં જતા વચમાં કૈલાસ નામની ટેકરી આવે છે. તે ઉપર આદ્ય શંકરાચાર્ય તથા ચંન્દ્રમૌલેશ્વર મહાદેવના દર્શન છે. ત્યાંથી આગળ ચાલતા આદિ બદ્રી તથા શત્રુઘ્નજીનું મંદિર આવે છે. ત્યાંથી આગળ લક્ષ્મણજીનું મંદિર આવે છે. હનુમાનજી તથા બીજી તરફ આદ્ય બદ્રી તથા નારદજી તથા લક્ષ્મીજીની મૂર્તિ છે, ત્યાંથી આગળ ચાલતાં શ્રી ગંગાજીમાં લક્ષ્મણ કુંડ છે ત્યાં સ્નાન થાય છે. ઉપર કિનારે મંદિર છે, તેમાં શ્રી ગંગાજીમાં લક્ષ્મણ કુંડ છે, ત્યાં સ્નાન થાય છે. તેમાં શ્રી લક્ષ્મીનારાયણ અને ધ્રવ તથા નારદની મૂર્તિ છે. કહે છે કે અહીંઆ ધ્રુવજીએ, તપશ્ચર્યા કરેલ છે. ત્યાંથી આગલ લોઢાનો દોરડાંનો પાકો પુલ ગંગાજી ઉપર આવે છે તે લક્ષ્મણ ઝુલો કહેવાય છે. આ પુલ મારવાડી ગૃહસ્થનો બનાવેલો છે, વચમાં જ્યારે બુડ થએલ અને ગંગાજીમાં વધારે પુર આવેલ ત્યારે તેનો પહેલી તરફનો કિનારો ધોવાઇ જવાથી પુલ તૂટી ગયો હતો, અને ફરીથી તે જ મારવાડીના સુપુત્રે આ પુલ થોડે આગળ ઊંચી જગ્યામાં રૂપિયા એક લાખને વીસહજારને ખર્ચે બંધાવેલ છે. બદ્રીનાથના રસ્તામાં ઘણાએ ઝુલા પુલ આવે છે પણ આ પુલ સર્વથી શ્રેષ્ટ પહોળો ને નવો છે. પુલને પારમાં પાઠશાળા અને આશ્રમ તથા સુરજ કુંડને સીતા કુંડ છે, ત્યાં આગળ દક્ષિણાદી તરફ પાછા વળતાં ગંગાને કિનારે સ્વર્ગાશ્રમ છે ત્યાં આશ્રમ તરફથી વહાણ રહે છે તેમાં

બેસીને પાછા ગંગાજીને આ પાર આવી ઋષિકેશ આવ્યા. ઋષિકેશનાં સ્થાનિક દર્શનની હકીકત શરૂઆતમાં વિસ્તારથી થઇ ગએલ છે, બીજે દિવસે સાધુઓને જમાડી સાંજના હરદ્વાર આવવાને રવાના થયા. વચમાં સત્યનારાયણ ચટી આવે છે, ત્યાં શ્રી સત્યનારાયણ તથા લક્ષ્મીજીની મોટી મનોહર મૂર્તિના દર્શન છે, તેની સામે ગરૂડજીની મૂર્તિ છે. તેની ચારે તરફ પાણીના ઝરણાં વહે છે, ત્યાંથી આગળ ભીમગોડા થઇને અશાડ શુદ ૭ બુધવાર તા. ૧૪–૭–૩૭ નાં સાંજે ૭ વાગે શ્રી હરીદ્વાર આવ્યા, એવી રીતે કુલ ૫૮ અઠાવન દિવસમાં અમો શ્રી ઉત્તરાખંડના ચારે ધામની યાત્રા પુરી કરી પાછા હરદ્વારમાં આવ્યા. ઉત્તરાખંડની યાત્રા નિર્વિઘ્ને અને આનંદથી પુરી થઈ તે નિમીત્ત બ્રહ્મભોજન કરાવ્યા અને પાંચ દિવસ સુધી આરામ લીધો. અમોએ ગંગોત્રીથી જળ ભરેલાં હતાં માટે અમારે તે શ્રી રામેશ્વરમાં ચડાવવા વિચાર હતો જેથી મારા નાના પુત્ર પ્રાગજીને મેં ગોંદીઆથી તાર કરીને તેડાવેલ હતો તે ઋષિકેશમાં મળ્યો હતો ને ત્યાંથી અમારે સાથે હતો અને ભાઇ મનજી જેરામ તથા વરજાંગ કચરા ખંભરાવાળા એટલા જણની એક ટુકડી નૈમીષારણ્ય થઈને પ્રાગરાજ કાશી તરફ જવાને તથા રેહાવાળા ભાઇ ગોવિંદજી ડાહ્યા અને સાધુ રતનગરની ટુકડી ગોકુલ મથુરા થઇને પછી પ્રાગરાજ તરફ જવાને માટે અને હાજાપુરવાલા ભાઇ હીરજી વિશ્રામની ટુકડી દેશ તરફ જવાને માટે એમ એક સંઘમાંથી ત્રણ ટુકડી અશાડ શુદ ૧૧ સોમવારે

(દેવશયની એકાદશી) તા. ૧૯ જુલાઈ ૧૯૩૭ ને દિવસે એક બીજાની ક્ષમાયાચના કરીને રાત્રે ૯ વાગે હરદ્વારથી જુદા પડયા. ભરતખંડમાં ચાર ધામ છે. સાતપુરી અને નવક્ષેત્ર છે. તેનાં નામ

૧ શ્રી બદ્રીનાથજી ૨ શ્રી જગન્નાથજી ૩ શ્રી રામેશ્વરજી ૪ દ્વારકાનાથજી. એ ચારે ધામ

શ્રી બદ્રીનાથજીની યાત્રાની હકીકત વિસ્તારથી ઉપર લખાઇ ગઇ છે. અને બીજાં ત્રણ ધામના રસ્તાની ટુંકી નોંધ બીજા ભાગમાં લખેલ છે,

૧ અયોધ્યા ૨ મથુરા ૩ હરદ્વાર ૪ કાશી ૫ કાંચી ૬ ઊજ્જૈન ૭ દ્વારકાં એ સાત પુરી

૧ હરીહરક્ષેત્ર ૨ કુરૂક્ષેત્ર ૩ ગયાક્ષેત્ર ૪ પુષ્કરક્ષેત્ર ૫ વારાહક્ષેત્ર ૬ પ્રયાગરાજક્ષેત્ર ૭ નૈમીષારણ્યક્ષેત્ર ૮ પુરૂષોત્તમક્ષેત્ર ૯ કાશીક્ષેત્ર

ઉપર લખ્યા ક્ષેત્રોના નામ જેવી રીતે મેં સાંભળેલ છે તે લખ્યા છે એમાં ફેરફાર હોવાનો સંભવ છે, તો વિદ્વાનોએ મને ક્ષમા આપી સુધારી લેવા વિનતિ છે.

# ભાગ બીજો

[ અમારી યાત્રાથી બહાર રહી ગયેલા થોડાક રસ્તાની ટુંકી હકીકત એ રસ્તે જનાર યાત્રીને ઉપયોગી થાય તેટલા માટે બીજી ચોપડીને આધારે આ ભાગમાં લખી છે. ]

## ઋષિકેશથી દેવપ્રયાગ

ઋષિકેશથી એક માઇલ કૈલાસ આશ્રમ આવે છે અહીં શ્રી. શંકરાચાર્યની ગાદીનાં દર્શન છે. ત્યાંથી થોડે આગળ ચાલતાં **મૌનીકીરેતી** નામનું સ્થાન આવે છે. આ સ્થાન ગઢવાલ રાજ્યની હકુમતનું છે. ટેહરી દરબાર તરફથી અહીંઆ યાત્રીઓના સામાન તોળાવીને કુલીઓ તથા ડંડી કંડીવાલાઓના નામ ઠામ લખી તેનાથી જે પ્રમાણે કરાર થએલ હોય તે પ્રમાણે કરારનામું લખીને એક કૉપી યાત્રીને તથા એક કૉપી કુલીને આપે છે અને એક કૉપી રાજ્યને દફતરે રહે છે જેથી કરીને આગળ જતા કોઈ જાતની ગોલમાલ થવાનો સંભવ ન રહે તેવો બંદોબસ્ત થાય છે. કુલી બંગાળી એક મણ બોજો ઉપાડે છે. તેની મજૂરી એક બીજાની ગરજ ઉપર રહે છે. ફક્ત કેદારનાથ તથા બદ્રીનાથને માટે કુલી ૪૦ થી

૪૫ રૂપિયા એક બંગાળી મણના તથા ડાંડી જણુ ૪ની માટે ૧૭૫ આશરે પડે છે, તથા જમનોત્રી ગંગાત્રી બદ્રીકેદાર ચારે ધામ માટે કુલીને રૂા. ૬૦ અને ચાર જણની ડાંડીને માટે રૂા. ૨૨૫ થી ૨૫૦ સુધી આશરે પડે છે, અને ડાંડી યાત્રીઓએ પોતે બનાવરાવવી પડે છે તેની કિંમત આશરે રૂા. ૧૦ દશ પડે છે. જે યાત્રીઓ બદ્રીનાથથી પાછા વળતાં કાઠગોદામ થઇને જાય છે, તેને કુલી મેલ ચોરી સુધી પહોંચાડે છે ને ત્યાંથી બીજા કુલી તેને કરવા પડે છે અને જેઓ પાછા ઋષિકેશ આવે છે, તેને કુલી લોક પાછા ઋષિકેશ સુધી પહોંચાડે છે. રસ્તામાં, જે દિવસે બીલકુલ ચાલવાનું ન થાય તે દિવસે કુલીને દરરોજની ચાર આના ખોરાકી થએલા કરારથી જુદી આપવી પડે છે. તથા જમનોત્રી-ગંગોત્રી તથા કેદારનાથ બદ્રીનાથ ચારે ધામમાં એક એક રૂપિઓ બક્ષિસનો આપવો પડે છે. અહીંથી આગળ દોઢ માઇલ ઉપર લક્ષ્મણ ઝુલો આવે છે, ત્યાં લક્ષમણજીનું મંદિર છે, નીચે ઊંડાણમાં ગંગાજીની ધારા વહે છે તેમાં સ્નાન કરવાનું છે. લોઢાના ઝુલા પુલથી પાર થઈ, બે માઇલ ઉપર **ગરૂડ ચટી** છે ત્યાં ગરૂડજીનું મંદિર છે તથા બે ત્રણ પાકા કુંડ છે. ત્યાંથી બે માઇલ આગળ **કુલવાડી ચટી** આવે છે ત્યાંથી આગળ ત્રણ માઇલ ઉપર **ગુલર ચટી** આવે છે અહીંથી થોડી ચડાઇ છે. દોઢ માઇલ પર–મહાદેવ સેંણ ચટી આવે છે ત્યાંથી અર્ધા માઇલ ઉપર **નઈ મોહન ચટી** આવે છે, અહીંથી ચડાઇનો કઠણ રસ્તો છે.

આ ચડાઈ પહેલવહેલી આવે છે જેથી યાત્રીઓને અઘરી લાગે છે. માટે તેને પ્રભાતમાં ચાલવાથી આરામ થાય છે ત્રણ માઈલ ઉપર બીજની ચટી આવે છે. અહીં ગરમ દૂધ સારૂ મળે છે, ત્યાંથી આગળ ત્રણ માઈલ ઉપર કુંડ ચટી આવે છે, ત્યાંથી આગળ ત્રણ માઇલની ઉતરાઇની પછી **બંદર મેલ ચટી** આવે છે, અહીંઆ ભાગીરથી ગંગાની ધારા નજીકમાં વહે છે, ત્યાંથી ત્રણ માઇલ ઉપર **મહાદેવ ચટી** આવે છે ત્યાં શિવ–પાર્વતિનું મંદિર છે. ત્યાંથી આગળ અઢી માઈલ પર **ઓખલ ઘાટ ચટી** આવે છે. તેથી આગળ દોઢ માઈલ ઉપર **સીમાલા ચટી** આવે છે, ત્યાંથી બે માઈલ ઉપર **ખન્ડા ચટી** આવે છે ત્યાંથી એક માઇલ ઉપર **કાંન્ડી ચટી** આવે છે. અહીંઆ ગોપાલજીનું મંદિર તથા બગીચો છે. ત્યાંથી એક માઇલ આગળ **ભૈરવખાલ** ચટી આવે છે, અહીંઆ ગણેશજી અને શુકદેવજીના મંદિર છે, આગળ બે માઇલ પર વ્યાસ ગંગાના દર્શન થાય, તેને પાર થવાને માટે લોઢાનો ઝુલાપુલ છે, પહેલીપાર **વ્યાસઘાટ** ચટી આવે છે, અહીંઆ વ્યાસ ગંગા અને ભાગીરથી ગંગાનો સંગમ થાય છે. વ્યાસજીનું મંદિર છે, બાવાકાળી કામળીવાળાની ધર્મશાળા છે, ત્યાંથી આગળ સાડા ત્રણ માઈલ ઉપર **છાલડી ચટી** આવે છે ત્યાંથી બે માઈલ ઉપર **ઉમરાસુ** ચટી આવે છે. ત્યાંથી આળ બે માઈલ ઉપર **સૌડચટી** આવે છે અને ત્યાંથી બે માઈલ ઉપર દેવ પ્રયાગ આવે છે.

## દેવપ્રયાગથી ઉત્તરકાશી

દેવપ્રયાગથી રસ્તો ચડાઈનો શરૂ થાય છે. ચાર માઇલ ઉપર **ખોવે ગામ ચટી** આવે છે, ત્યાંથી એક માઈલ **ઘોલાર ઘાટ ચટી** ત્યાંથી બે માઈલ આગળ **બીડકોટ** આવે છે, આ નાનકડી ચટીમાં રહેવા ખાવાની સગવડ બરાબર નથી હોતી અને વચમાં પાણી પણ ફક્ત બે ઠેકાણે મળે છે. આઠ માઇલ ઉપર **ખરસાડ ચટી** આવે છે. આ ઠેકાણું સારૂ સગવડ વાળું છે. એક માઈલ ઉપર નાનચટી ત્યાંથી ચાર માઇલ પર **કૈન્થોલી ચટી** ત્યાંથી પાંચ માઈલ પર **રવાલી ચટી** આવે છે. આ ચટી સારી સગવડ વાળી છે. ત્યાંથી ૧૦ માઇલ ઉપર ટેહરી શહેર આવે છે. ટેહરી શહેર ભીલનગંગા અને ભાગીરથી ગંગાના સંગમ માથે વસેલ છે, તેને (ગણેશ–પ્રયાગ પણ કહે છે) લોઢાના ઝુલા પુલથી પાર થઇને શહેરમાં જવાય છે, શહેર સારૂં છે, ત્યાંથી આગળ સાડા પાંચ માઈલ ઉપર **પીંપર ચટી** આવે છે અને ત્યાંથી આગળ છ માઈલ ઉપર **ભલડીઆનાં** આવે છે. દેહરાદુનથી ગંગોત્રીનો રસ્તો આ ઠેકાણે રસ્તામાં મળે છે. ગંગાજી અહીંથી અર્ધા માઇલ છેટે વહે છે, અહીંથી પાંચ માઇલ ઉપર **છામચટી** આવે છે ત્યાંથી પાંચ માઇલ ઉપર **નગુનચટી** અને ત્યાંથી પાંચ માઈલ ઉપર **ધારાસુ** આવે છે. અહીંથી જમનોત્રીનો રસ્તો જુદો પડે છે, ધારાસુથી નવ માઈલ ઉપર **હુન્ડાં** ચટી આવે છે ત્યાંથી બે માઇલ ઉપર નાગોરચટી ત્યાંથી ચાર માઇલ ઉપર લક્કડઘાટ ચટી અને ત્યાંથી ૩ માઇલ ઉપર

ઉત્તરકાશી આવે છે. ઉત્તરકાશીનું વિશેષ વર્ણન જમનોત્રીથી ગંગોત્રી જવાના રસ્તામાં આગળ મલખાએલ છે.

## રૂદ્રપ્રયાગથી ગુપ્તકાશી

રૂદ્રપ્રયાગથી સાડા ચાર માઇલ ઉપર **છતૌલી** ચટી આવે છે. ત્યાંથી દોઢ માઈલ ઉપર **તીલવારચટી,** અને ત્યાંથી એક માઇલ ઉપર **રામપુરચટી** અને ત્યાંથી સાડા ત્રણ માઇલ ઉપર **અગસ્ત** મુનિ–ચટી આવે છે, આ ચટી સારી સગવડ વાળી છે. જરૂર પડતો સર્વે સામાન અહીંઆ મળે છે. કહે છે કે અહીંઆ અગસ્ત મુનિએ તપશ્ચર્યા કરી હતી, અને આતાપી–વાતાપી આદી દાનવનો સંહાર કર્યો હતો. અને સતી લોપામુદ્રાથી વિવાહ કરી ગ્રહસ્થાશ્રમ–કર્યો હતો. અહીંઆ અગસ્તમુનિનું પુરાતન મંદિર છે, ધર્મશાળાઓ છે, દરેક વાતની સગવડ છે. ગઇ સાલે જ્યારે વિમાન સરવીસ ચાલતી હતી ત્યારે કેદારનાથ જનારા યાત્રીઓને માટે આ ઠેકાણે વિમાનનું સ્ટેશન હતું. આથી આગળ વિમાનને જવાની સગવડ નહોતી. અહીંથી અર્ધા માઇલ ઉપર છોટા નારાયણનું મંદિર છે ત્યાંથી આગળ બે માઇલ ઊપર **સૌડચટી** આવે છે ત્યાંથી બે માઇલ ઉપર **ચંદ્રાપુરીચટી** આવે છે અહીં ચંદ્રશેખર મહાદેવ અને દુર્ગાજીનાં મંદિર છે, મંદાકીની અને ચંદ્રા નદીનો સંગમ છે. ઝુલાપુલથી પાર થવું પડે છે. ચટી સારી છે, ત્યાંથી આગળ ત્રણ માઈલ ઊપર ભીરીચટી આવે છે.

ત્યાં ભીમનાં દર્શન છે. ત્યાંથી આગળ ત્રણ માઇલ ઉપર **કુંડચટી** આવે છે. અહીંથી ટાઢ વધારે પડે છે. આગળ ચાલતા ચડાઈ શરૂ થાય છે ત્રણ માઇલ ઉપર **ગુપ્ત કાશી** આવે છે, ગુપ્તકાશીનું વિશેષ વર્ણન આગળમાં કેદારનાથથી બદ્રીનાથ જવાના રસ્તામાં થઈ ગએલ છે ત્યાં જોવું. ગુપ્ત-કાશીથી આશરે એક માઇલ ઉપર નાલચટી આવે ને અહીંઆ કેદારનાથથી બદ્રીનાથ જવાનો રસ્તો ભેળો થાય છે, ત્યાંથી જવા માટેની હકીકત કેદારનાથથી બદ્રીનાથ જવાના રસ્તામાં જોવી.

## કર્ણપ્રયાગથી કાઠગોદામ રેલવે સ્ટેશન

કર્ણપ્રયાગથી સાડા ત્રણ માઇલ ઉપર સેમલચટી આવે છે અને ત્યાંથી દોઢ માઇલ ઉપર **ભટોલીચટી** આવે છે અને ત્યાંથી પાંચ માઇલ ઉપર **આદીબદ્રી** આવે છે, અહીં આદીબદ્રીનું પુરાતન મંદિર છે તેમાં બદ્રીનારાયણની શ્યામ મૂર્તિ છે. તથા આજુબાજુ બીજાં પણ દેવી દેવતાનાં મંદિર છે. ચટી સારી છે. દૂધ, પૂરી, મીઠાઈ વગેરે મળે છે. ત્યાંથી આગળ સાડા ચાર માઇલ ઉતરાઇ બાદ **જોંકાપાની ચટી** આવે છે ત્યાંથી બે માઇલ ઉપર દીવાલીખાલ ચટી આવે છે ત્યાં ધર્મશાળા છે. ત્યાંથી એક માઇલ આગળ કાલી મટી ચટી આવે છે, ચટી સારી છે ત્યાંથી આગળ ત્રણ માઇલ ઉપર ગોવિંદ ચટી આવે છે ત્યાંથી દોઢ માઇલ ઉપર ધુનારઘાટ ચટી આવે છે, રામગંગા પાસમાં વહે છે. ત્યાંથી પાંચ માઇલ આગળ **મૈલચૌરી** આવે છે, અહીંથી

એક માઇલ ઉપર ગઢવાલ રાજ્યની હદ બદલી જાય છે. અને અલમોડાની હદ શરૂ થાય છે, માટે ગઢવાલ રાજ્યના કુલી અને મજૂર દંડી કંડીવાલા સર્વે માણસો અહીં સુધી જ કામ કરે છે. અહીંથી આગળને માટે બીજાં નવા કુલી કરવા પડે છે. અહીંથી ત્રણ માઇલ ઉપર **સેમલખેત** ચટી આવે છે, ત્યાંથી પાંચ માઇલ ઉપર **ચોખુટીયાચટી** આવે છે, અહીંથી એક રસ્તો રામનગર જાય છે. આ ચટી રામગંગા નદીના કિનારા ઉપર છે, લોઢાના ઝુલાપુલથી રામગંગા પાર થઈ સાડા ત્રણ માઇલ ઊપર **ગ્વાલીચટી** આવે છે અને ત્યાંથી પાંચ માઇલ ઊપર ચિત્રેશ્વર ચટી આવે છે. ત્યાં ચિત્રેશ્વર મહાદેવનું મંદિર છે. ત્યાંથી ત્રણ માઇલ ઊપર **દ્વારાહાટચટી** આવે છે. આ ગામ મોટું છે, દ્રોણગીર પર્વત અહીંથી નજીકમાં છે. ત્યાં ઘણી જડી બુટ્ટી તેમાં થાય છે. લંકામાં લક્ષ્મણજીને જ્યારે શક્તિ લાગી અને મુર્છા આવેલ ત્યારે એ પર્વતનો એક ભાગ હનુમાનજી અહીંથી ઉખેડીને લઇ ગયા હતા. વસ્તીમાં દર્શન કરવા લાયક બદ્રીનાથ કેદારનાથ માર્કંડે વગેરેનાં મંદિર છે ત્યાંથી ત્રણ માઇલ આગળ ઉતરાઇ પાર કર્યા પછી ચંન્દ્રેશ્વર ચટી આવે છે. ચંદ્રેશ્વર મહાદેવનું જૂનુ મંદિર છે, ત્યાંથી પાંચ માઇલ ઊપર **બગુલીયાપોખરચટી** આવે છે ત્યાંથી એક માઇલ આગળ બાવલીસેરાચટી આવે છે, ત્યાંથી ત્રણ માઇલની ઉતરાઈ પછી **મઝખાલીચટી** આવે છે અહીંથી એક સડક અલમોરા તરફ ગઇ છે. ત્યાંથી અઢી માઇલ ઉપર નદીને

પારમાં **કાકડાઘાટચટી** આવે છે. ત્યાંથી રામગંગાને ઝુલાપુલથી પાર કરીને પાંચ માઇલ ઉપર **રાણીખેત** આવે છે. આ શહેર પહાડની ઊંચી ટેકરી ઉપર છે. અહીંઆ મોટર બસ પણ મળે છે, ત્યાંથી સાડાપાંચ માઇલ ઉપર **ખેરનાચટી** અને ત્યાંથી સાત માઇલ ઊપર **ગરમપાનીચટી** આવે છે, અને અગિયાર માઇલ ઉપર **ભુવાલીચટી** આવે છે. ત્યાંથી ચાર માઇલ ઊપર **ભીમતાલચટી** આવે છે અને ત્યાંથી છમાઇલ આગળ **રાણીબાગ** આવે છે ત્યાંથી બે માઇલ આગળ **કાઠગોદામ** રેલવે સ્ટેશન આવે છે

આ બીજા ભાગમાં લખાએલ ચટીયુંની હકીકત બીજી ચોપડીઓને આધારે લખાએલી છે. કારણ કે અમો એ રસ્તેથી ગયા નથી. પણ જો કોઇને એ રસ્તે જવું હોય તો ઉપયોગી થાય એટલા માટે જ બીજી ચોપડીઓને આધારે લખાએલ છે. તેમાં ભૂલચૂક કે ફેરફાર હોય તો સુધારીને મને ક્ષમા કરશો. વળી હર સાલે કોઇ કોઇ ચટીમાં થોડા ઘણા ફેરફાર પણ થયા કરે છે માટે તેને લીધેથી પણ ફેરફાર હોવા સંભવ છે. બીજી ચોપડીઓનો આધાર લેવાયો છે તેમાં ઘણો ખરો ભાગ ગોરખપુર ગીતા પ્રેસમાંથી મળતી શ્રી બદ્રીકેદારકી ઝાંકી નામની ચોપડીમાંથી લીધો છે, કારણ કે અમારી યાત્રામાં એ ચોપડી મદદગાર તરીકે અમારી સાથે હતી માટે એના લેખક સંપાદક અને પ્રકાશકનો આ સ્થળે ખરા હૃદયથી આભારી છું.

•

# ભાગ ત્રીજો

(બાકી રહેલા બીજાં ત્રણ ધામના રસ્તાની ટુંકી નોંધ)

હરદ્વારથી રાત્રે રવાના થઇ બીજે દિવસે મંગળવારે સવારે ૬ વાગે બાલામઉ સ્ટેશને ઊતર્યા, અહીંથી એક બ્રાંચ લાઇન સીતાપુર જાય છે, તેમાં નૈમિષારણ્ય તીર્થ છે ત્યાં ૧૦ વાગે પહોંચ્યા, અહીં ચક્રતીર્થ મુખ્ય છે, તેમાં સ્નાન અને ભુતેશ્વર મહાદેવના દર્શન છે. પરિક્રમામાં બીજાં ઘણાં દર્શન છે તેના નામ લલીતાદેવી, પંચ પ્રયાગ, કાશીતીર્થ, અન્નપુર્ણા, વિશ્વનાથ, લોલાર્કકુપ, ધર્મરાજ, સુતપુરાણીની ગાદી, રામ લક્ષ્મણ જાનકીજી, સિદ્ધેશ્વર મહાદેવ, ચક્રતીર્થ, ભુતેશ્વર મહાદેવ, પટરાસર ઋષિ, વેદ વ્યાસ, શુકદેવજી, સ્વયંભુમનુ, સતરૂપારાણી, બ્રહ્મકુંડ, દશાશ્વમેઘ, શ્રી રામચંદ્ર, હનુમાનજી, પાંડવ અને નૈમીષ ભગવાન, એટલા દર્શન છે. તથા શ્રી ગોમતીજીમાં સ્નાન કરવાનું છે. અહીં ૭ માઇલ રસ્તે હત્યાહરણ નામનું તીર્થ છે, જ્યાં શ્રી બલદેવજીની બ્રહ્મહત્યા નિવારણ થઇ હતી. અને અહીંથી એક સ્ટેશન આગળ મીસરીક નામનું તીર્થ છે. ત્યાં દધિચી ઋષિનું

આશ્રમ છે, નૈમીષારણ્યમાં એક રાત રોકાઇ બીજા દિવસે રવાના થઇ સાંજે શ્રી અયોધ્યાપુરી આવ્યા. અયોધ્યાજીમાં સરયુ નદીમાં સ્વર્ગદ્વાર ઘાટે સ્નાન તર્પણ થાય છે. તથા શ્રી હનુમાન ગઢીએ હનુમાનજીના દર્શન એ મુખ્ય છે. કનક ભુવન રામચંદ્રજીનું જન્મસ્થાન. ભરત પાદુકા સેવન, દશરથ-જીની ગાદી તથા બીજા અનેક દર્શન છે. ચાર માઇલ છેટે સુરજ કુંડ છે ત્યાંના દર્શન અને સ્નાન અવશ્ય કરવાનું મહાત્મ્ય લખ્યું છે. બે દિવસ અયોધ્યામાં ખમી અષાડ સુદ ૧૫ શુક્રવારે ત્યાંથી રવાના થઇ શ્રી કાશીપુરી આવ્યા. અહીંઆ શ્રીમણીકર્ણીકા ઘાટે ગંગાજીમાં સ્નાન અને શ્રી વિશ્વનાથજીના દર્શન મુખ્ય છે, અને બીજા અસંખ્ય દર્શન છે, પંચકોશીમાં પંચગંગા, અસીસંગમ, સંકટમોચન, દુર્ગાદેવી, કોડીમાતા અને વરૂણા સંગમ એ મુખ્ય છે. મોટી પંચકોશીમાં મોટરલોરીથી જાય તો સુખેથી દર્શન કરી સાંજે વળી આવે છે, અને તેમાં અનેક દર્શન છે, ચાર દિવસ શ્રી કાશીજીમાં ખમી મંગળવારે ત્યાંથી પ્રયાગરાજ [અલ્લાહાબાદ] આવ્યા. પ્રયાગરાજમાં શ્રી ત્રિવેણી [ગંગા જમુના સરસ્વતિ] ના સંગમમાં સ્નાન અને વેણીમાધવ અને અક્ષયવટના દર્શન મુખ્ય છે.

શ્લોક

**ત્રિવેણી, માધવં, સોમં, ભારદ્વાજ ચ વાશુકી**
**વંદે, અક્ષયવટં, શેષં, પ્રયાગે તીર્થ નાયકં**

આ સાત તીર્થ પ્રયાગ રાજમાં મુખ્ય છે. ૧ ત્રિવેણી

(ગંગા જમનાના સંગમમાં સરસ્વતિ ગુપ્ત છે ત્યાં સ્નાન) ૨ માધવં (જમનાને દક્ષિણ કિનારે પુરાણા વેણીમાધવ તથા દાસ ગંજમાં નુતન વેણી માધવનું મંદિર છે) ૩ સોમેશ્વર મહાદેવ (સંગમને સામે જમનાજીના દક્ષિણ કિનારે) ૪ ભારદ્વાજ (શહેરના ઉતર ભાગમાં કર્નલગંજ વસ્તીમાં આનંદ ભુવન સામે છે.)

૫ વાસુકી દારાગંજ વસ્તીને ઉત્તરાદી તરફ છેક બહાર શ્રીગંગાજીના કિનારા ઉપર છે.

૬ અક્ષયવટ કિલ્લામાં છે. અને ત્યાં મોટા હનુમાનજી પાસે થઇને રસ્તો જાય છે.

૭ શેષ કર્નલગંજ વસ્તીથી આગળ પ્રયાગ સ્ટેશન આગળ બે માઇલ આશરે ગંગાજીના કિનારા પર છે, શેષ ભગવાન બલદેવજી રૂપે ત્યાં છે. મંદિર પુરાતન છે.

દારાગંજ નામની વસ્તીમાં દશાશ્વમેઘ ઘાટેથી ગંગાજળ ભરવાનો મહાત્મ્ય છે. ત્યાંથી જળ ભરી ઘાટના બ્રાહ્મણથી પૂજા કરાવી જળ ભરવાનો વિધિ છે. ત્યાં બાજુમાં જ શ્રી દશાશ્વમેઘેશ્વર મહાદેવનું પ્રાચીન મંદિર છે, અને દર્શન કરવા જેવું છે, તથા કીડગંજ આગળ કિલ્લા તરફ જમનાજીને કિનારે મનકામેશ્વર મહાદેવનું મંદિર છે. પાંચ માઇલ ઉત્તરમાં ગંગા કિનારે શીવકોટી (શીવ કચેરી) નું મંદિર અને નેપાલના રાજાનું મંદિર છે. તથા પૂર્વમાં ગંગાને

સામે પાર જૂની ઝુશીમાં ભરતકુપ તથા બીજા ઘણા મંદિરોનાં તથા સાધુઓના દર્શન છે. હંસ કુટી દર્શન કરવા યોગ્ય છે. બાજુમાં માધવાનંદજીની કુટી તથા ગંગા કિનારે બીજી પણ ઘણી કુટીઓમાં દર્શન છે, પ્રયાગરાજથી ૬૨ માઇલ ઉપર માણેકપુર છે અને ત્યાંથી ૧૮ માઇલ ચિત્રકુટ થાય છે, ત્યાં મંદાકીનીના રામઘાટ ઉપર સ્નાન અને ઘણા દર્શન છે.

દોહરો

**ચિત્રકુટ કે ઘાટ પર, ભઇ સંતનકી ભીર**
**તુલસીદાસ ચંદન ઘસે, તિલક કરે રઘુવીર**

તે આ ઘાટ છે. અહીંઆ તુલસીદાસજીનું મંદિર છે, ત્યાંથી આગળ મંદાકીની ગંગા અને પયોષણી (દૂધગંગા) નો સંગમ છે. ત્યાં સ્નાન થાય છે. એક માઇલ ઉપર કામદગિરી [કામતાનાથ] પર્વત છે જ્યાં રામચંદ્રજી વનવાસ વખતે રહ્યા હતા તેના દર્શન છે. કામતાનાથની પ્રદક્ષિણા થાય છે તેમાં ચાર ઠેકાણે પૂજા થાય છે અને લક્ષ્મણ ટેકરી તથા બીજા અસંખ્ય દર્શન છે, બીજી પંચકોશીની મોટી પ્રદક્ષિણામાં પેલે દિવસે કોટીતીર્થ, દેવાગના સીતા રસોઇ, હનુમાન ધારા આવે છે. બીજે દિવસે સીતાકુંડ તથા સ્ફટીક શીલા અને માર્ગમાં અનેક સાધુઓનાં દર્શન છે. ત્રીજે દિવસે શ્રી અનસુયાજી અને અત્રીમુનીના દર્શન થાય છે, આ ઠેકાણું જરા છેટે છે.

ચોથે દિવસે ગુપ્ત ગોદાવરી અને રસ્તાના દર્શન થાય છે. આ ઠેકાણું એકાંતમાં અને રમણીય છે. ખટાખટા ચોરની ગુફા અને ગોદાવરીની ધારાવાળી ગુફામાં મશાલ લઇને જઇ શકાય છે, કારણ કે ગુફામાં અંધારૂં રહે છે.

પાંચમે દિવસે ભરતકુપ [જેમાં ભરતજી અયોધ્યાથી રામચંદ્રજીના રાજ્યાભિષેક માટે તીર્થના જળ અને મંગળ સામગ્રી લઇ આવેલ હતા તે રામચંદ્રજીએ રાજ્યતિલક ન સ્વીકારતાં તે સર્વ સામગ્રી આ કુપમાં રાખેલ અને ભરતજીને ચર્ણપાદુકા આપી. પોતે વનવાસમાં રહ્યા.) અને ત્યાંથી રામશય્યા (અહીંઆ વનવાસ વખતે રામચંદ્રજીએ શયન કરેલ તેના નિશાન દેખાડવામાં આવે છે) ના દર્શન છે.

આ મોટી પરિક્રમા ઉતાવળથી કરવાની હોય તો ૩।। કે ૪ દિવસમાં પણ સુખેથી થઇ શકે છે.

પ્રયાગરાજથી અમારે અમરકંટક (નર્મદાજીનું ઉદ્ગમ-સ્થાન) જવાનો વિચાર હતો, કટનીથી બીલાસપુર વાળી લાઇનમાં પેંડરારોડ સ્ટેશનેથી ત્યાં જવાય છે, પેંડરારોડથી ત્યાં બેલગાડી અથવા મોટર બસથી જવાય છે, પણ વરસાદને લઇને રસ્તો ખરાબ થઇ જવાથી. ત્યાં કોઇ ઉપાયે જઇ શકાય તેમ ન હોવાથી અમો સીધા ત્યાંથી શ્રી જગન્નાથજી તરફ જવાનું પસંદ કર્યું. પ્રયાગરાજમાં અમો આઠ દિવસ રોકાણાં, ખૂબ આનંદથી સ્નાન અને દર્શન થયાં, અને ઇંદ્ર-દમન સ્નાન એટલે, શ્રી ગંગાજીને કાંઠે પીપળો ઉગ્યો હોય

તેની શાખા અને પાન ગંગાજીની વહેતી ધારામાં ડૂબેલાં હોય તેને પકડીને ગંગાજીમાં સ્નાન કરવું, અને વળી તે દિવસે શનીવાર પણ હોય ત્યારે ઇંદ્રદમન યોગ થાય છે. તેનો પણ લાભ મળી ગયો હતો. પ્રયાગરાજથી વિંધ્યાચળ અને ગયા તથા વૈજનાથ થઇને પણ જગન્નાથ જવાય છે. ભાઇ વરજાંગ કચરા ઝરીયા ગયા, ભાઈ મનજી જેરામ પેડા-રોડથી પોતાને કારખાને અરગડા ગયા, અમો પેડરારોડ થઇને ગોંડીયા થઇને પછી જગન્નાથજી ગયા.

## શ્રી. જગન્નાથજી

શ્રાવણ સુંદર રવિવારની વહેલી સવારમાં અમો શ્રી. જગન્નાથજી પહોંચ્યા. અહીં શ્વેતગંગામાં સ્નાન અને શ્રી જગદીશજીનાં દર્શન મુખ્ય છે. સમુદ્ર સ્નાન તથા મલુકદાસજીના મંદિર દર્શન છે, ઉપરાંત ચંદન તળાવ, જનકપુર, ઇંદ્ર-દમન, વટેકૃષ્ણ, રોહુર્ણી, મારકુંડે, અને લોકનાથ, મહાદેવના દર્શન છે. અહીંના પંડા અઠારાભાઇ રામચંદ્ર, મુખ્ય છે. અહીં જગન્નાથજીના ભાતનો, પરસાદ લેવાનો ઘણો મહાત્મ્ય છે, અહી ઠાકોરજી ને અટકો ચડાવાય છે, અહીં ઘણી ધર્મ-શાળાઓ છે, અમો મારવાડી દુદનું વાલાની નવી ધર્મ-શાળામાં ઊતર્યાં હતાં, અને અહીં સારી સગવડ છે, ભાઇ વરજાંગ કચરા ખંભરાવાળા પોતાની ધર્મપત્ની સહીત જેઓ, પ્રયાગરાજથી અમારાથી જુદા પડેલ હતા તેઓ ફરીથી અહીંઆ અમોને આવી મળ્યા અને અમારી સાથે

શ્રી રામેશ્વર વગેરે તીર્થો માટે સાથે ચાલવાને, તૈયાર થયા. શ્રી જગન્નાથજીની પુરીમાં અમે ત્રણ દિવસ રોકાઇ શ્રાવણ શુદ ૪ મંગળવારે અમો રામેશ્વર જવાને નીકળ્યા. ૨ રસ્તામાં, વૉલટેર જંકશન, પાસે, **સીમાચલ** નામનું તીર્થ આવે છે, ત્યાંથી આગળ ચાલતાં રાજમહેંદ્રી. સ્ટેશન આવે છે, ત્યાં **ગોદાવરી** તીર્થ આવે છે, ત્યાંથી મદ્રાસ આવ્યા, અહીંઆ ગાડી બદલાય છે અને નાનકડી લાઇનને સ્ટેશને જઈ ગાડીમાં બેસી સીધા રામેશ્વર ગયા. શ્રાવણ શુદ ૭ શુક્રવાર તા. ૧૩–૮–૧૯૩૭ ના સવારે ૮ વાગે

## શ્રી રામેશ્વર

પહોંચ્યા. અહીંઆ ઘણીએ ધર્મશાળા છે. ગોર ગંગારામ પિતાંબરના દીકરા સત્યનારાયણ છે, અહીં શ્રી રામેશ્વરજી મહાદેવના દર્શન અને ગંગોત્રી ચડાવવાનો બહુ જ મહાત્મ્ય છે, ગંગોત્રીનાં જળનું એક પાત્ર નાનું કે મોટું ગમે તેવડું હોય તેને શ્રી રામેશ્વરજી પર ચડાવવા માટે તેની લાગતના રૂા. ૨ દરેક પાત્ર દીઠ આપીને પાસ કઢાવવો પડે છે. એ પાસ લઇને પૂજારીને આપવાથી પૂજારી આપને સામે દેખતા તે જળ રામેશ્વરજી પર ચડાવે છે અને ખાલી પાત્ર પોતે રાખી લે છે મંદિરની અંદર કોઇપણ જાતના યાત્રીઓને જવા દેતા નથી, સિવાય કે ત્યાંના જાણીતા બ્રાહ્મણો હોય. બહારની મોટી પ્રદક્ષિણામાં રામ ઝરૂખો મુખ્ય અને બીજા પણ ઘણા કુંડ અને મંદિર છે તથા સમુદ્રમાં સ્નાન

થાય છે. રામેશ્વરજીનાં મંદિરની અંદર ૨૪ તીર્થ છે ત્યાં સ્નાન થાય છે તેમાં કોટતીર્થનું સ્નાન છેલે દિવસ થાય છે. કારણ કે એ તીર્થનું સ્નાન કર્યા પછી રામેશ્વરમાં ન રહેવું જોઇએ એવો તેનો મહાત્મ્ય છે. લક્ષ્મણકુંડ, રામકુંડ, સીતાકુંડ વગેરે બીજા પણ ઘણા દર્શન બહારમાં છે. અહીંઆ જનાર્દન ધૂપ અઢી રૂપિયે શેર બંગાળી તોલનો સારો મળે છે. રામેશ્વરજીને શ્રીફલ ચડાવવા માટે એક આના લાગત આપી રસીદ લેવી પડે છે. તથા અષ્ટોતરી પૂજા કરાવવા માટે ૦।– પાંચ આના ટેકસના ભરવા પડે છે રામેશ્વરજીની દક્ષિણાદી બાજુ શ્રી પાર્વતીનું જુદું મંદિર મંદિર છે. ત્યાં પણ શ્રીફળ તમા અષ્ટોત્તરી પૂજા માટે શ્રી રામેશ્વર પ્રમાણે એક આના તથા પાંચ આના લાગત આપી પાસ લેવો પડે છે. દર શુક્રવારે શંકરની સ્વાડી (વરઘોડો) ધામધૂમથી નીકળે છે. મધ્ય હિંદુસ્તાન કરતા દક્ષિણના માણસોમાં પ્રભુ પ્રેમ વધારે દેખવામાં આવે છે. રામેશ્વરથી રેલ્વે રસ્તે ૧૩ માઈલ **ધનુકોડી** તીર્થ છે. ત્યાં રત્નાકર અને મહાદધી સમુદ્રનું મીલન થાય છે. છ માસ સુધી મહોદધીના પાણીના મોજા રત્નાકરમાં આવે છે અને છ મહિના સુધી રત્નાકરના મોજાં મહોદધીમાં જાય છે. અહીંઆ એક સાધુની ઝૂંપડી તથા નાની સરખા ધર્મશાળા અને મંદિર છે, મર્યાદા પુરૂષોતમ શ્રી રામચંદ્રજીએ રાવણનો વધ કરવા માટે લંકામાં જતી વખતે સમુદ્ર ઉપર પાજ (સેતુ) બાંધેલ તે અહીંથી બરાબર દેખાય છે, રાવણને મારી

વિભિષણને રાજ્ય આપીને પાછા વળતા લક્ષ્મણજીએ ધનુષ વડે, પાજને તોડી નાખેલ છે કારણ કે પાજનો ઉપયોગ ફરીને બીજું કોઇ વિભિષણને હેરાન ન કરે જેથી કરીને આનું નામ ધનુષ કોટી પડયું છે અને અહીંઆ ધનુષ્યની પૂજા અને દાન થાય છે. શ્રી રામેશ્વર દાદાની કૃપાથી અમને તેમના દર્શનનો લાભ પ્રથમ બેત્રણ વખત મળી ગયેલ હતો અને હમણાં સંયોગો પણ ઉતાવળ કરવાના હોવાથી અમો ત્રીજે દિવસ એટલે શ્રાવણ શુદ ૯ રવીવારે ત્યાંથી શ્રી દ્વારકા જવાને થાટે રવાના થયા, અને અહીંથી પ્રથમ મદુરા ગયા. રામેશ્વરથી ત્રણ માઇલની સમુદ્રની ખાડી આવે છે, આને હળબોલાની ખાડી કહે છે. માણસો કહે છે. કે આ ખાડીમાં રામચંદ્રજી દિવસની પાજ બાંધતા અને રાત્રી વખતે હળબોલો રાક્ષસ તેને તોડી નાખતો, શ્રી રામચંદ્રજીએ પછી તેને પકડીને બાંધી રાખેલ હતો. જેની મૂર્તિ શ્રી રામેશ્વરજીના મંદિર સામે મોટા નંદી છે તેની પાસે હું પ્રથમ સંવત ૧૯૫૬ માં મદુરાથી રામેશ્વરની રેલ બંધાતી વખતે ગયો હતો ત્યારે ખુલામાથા વાળી હતી અને બધા યાત્રીયો તેના માથામાં ટપલી મારતા પણ પાછળથી મંદિરની મરામત વખતે એ હળાબોલાની મૂર્તિને ત્યાંથી ખસેડી નાખેલ છે, એમ પાછળની યાત્રાઓ વખતે તપાસ કરતાં જણાયું છે. રત્નાગર અને મંહોદધીની મૂર્તિઓ નદી પાસે અદ્યાપી સુધી છે. પણ તેની બાજુમાંજ આ હળબોલાની મૂર્તિ નથી. એવી રીતે હળબોલાની ખાડી કહેવાઇ અને ત્યાંકણે પણ હજી સુધી પથ્થરની

પાજ દેખાય છે, અને ગવર્નમેંટે પણ એજ પાજ ઉપર રેલ્વેનો પુલ બાંધેલ છે, અને કિનારા ઉપર પામ્બન નામનું સ્ટેશન બનાવેલ છે, ત્યાંથી સાંજે

## મદુરા

આવ્યા. આ શહેર દક્ષિણ હિંદમાં પ્રખ્યાત છે, અહીંનું કાપડનું અને સોનેરી વણાટનું કામ આખા દેશમાં વખણાય છે, અહીં શ્રી મીનાક્ષી દેવી (પાર્વતીજી) અને શ્રી શ્યામસુંદર (મહાદેવજી)ના અત્યંત મોટાં મંદિરો છે, તેની કુલ ૭ પ્રદક્ષિણાઓ છે. દીપમાલીકાઓ પાંચ લાઇનવાળી છે અને તેની નીચેથી હાથી મહાવત શીખે પસાર થઈ જાય તેટલી ઊંચી છે. અને તેમાં હજારો દીવાઓ દરરોજ પ્રગટ થાય છે. મંદિર બહુ જ વિશાળ છે. તેની અંદર બજાર અને ઘણી દુકાનો છે. શહેરની બજાર પણ સારી છે, રામેશ્વરની પેઠે અહીંઆ પણ શ્રી શકંર અને મીનાક્ષી દેવી (પાર્વતીજી)ની અષ્ટોત્તરી પૂજા બ્રાહ્મણો કરે છે. અને તેની મહેનત બદલ તે પણ પાંચ આના લે છે. અહીંઆથી દક્ષિણ તરફ રેલ્વે રસ્તે થઇ "કુમારી કન્યા" તથા પદ્મનાભ અને જનાર્દન તથા લંબે નારાયણ છોટે નારાયણ વગેરે તીર્થો તરફ જવાય છે. બીજે દિવસે અમો મદુરાથી, **ત્રીચીનોપલી** આવ્યા. અહીંઆ ઉતર અને દક્ષિણ કાવેરીમાં સ્નાન થાય છે, અને શ્રી રંગનાથજીનું મોટું જબરદસ્ત મંદિર છે. તેમાં શેષશાયી ભગવાનનાં દર્શન છે, અને બીજા પણ ઘણા

દર્શન છે. કિલ્લાવાળા પહાડ પર ગણેશજીનું મંદિર છે ત્યાંથી રવાના થયા. રસ્તામાં ચીંદબર તીર્થ આવે છે અને ત્યાંથી ચીંગલ પેટ જંકશન આવે છે, અહીંઆ ગાડી બદલાય છે, વચમાં પંખી તીર્થ, આવે છે ત્યાં આગળ ચાલતાં–કાંજીવરમ સ્ટેશનેથી શીવકાંચી અને વિષ્ણુકાંચી તીર્થ આવે છે ત્યાંથી આરા-કોનમ જંકશને ગાડી બદલાય છે, અને મેઈન લાઇનની ગાડીમાં બેસવાથી રેનીગુંડા જંકશન આવે છે. ત્યાંથી બ્રાંચ લાઇનમાં પાંચ માઇલ ઉપર શ્રી ત્રીપતી બાલાજી તીર્થ આવે છે. ત્રીપતી શહેરમાં ઘણા મંદિર અને દર્શન છે, શ્રી બાલાજી ભગવાનનું મંદિર ૭ માઇલ દૂર પહાડ પર છે. પ્રથમ થોડી ખડી ચડાઇ છે, મંદિર મોટું ને પુરાતન છે. ત્યાં ધર્મશાળા, દુકાનો વગેરે છે, અહીંઆ ભગવાનને થાળ ધરાવવા માટે સાકર કે મેવો જેટલી કિંમતનો ધરાવીએ તેના અરધા પૈસા પ્રથમ લાગત દેવી પડે છે. ભગવાનની મૂર્તિ ખડી છે અને કપાળે તથા આંખો ઉપર ઘણું બધું ચંદન લગાવેલ હોય છે. અહીં ત્રણ ચાર માઇલ ઉપર **પાપનાસની** ગંગા તીર્થ છે, અને આશરે એક માઇલ છેટે હનુમાન ધારા છે. અહીંના દરેક સ્થળ રમણીય છે.

રેની ગુંટાથી આગળ ચાલતાં ગુન્ટકલ જંકશન આવે છે, ત્યાંથી **હોસપેટ** વાળી લાઇનમાં, કીસંકંધા અને પંપા સરોવર તીર્થ જવાય છે.

ગુન્ટકલથી **રાયચુર** આવે છે અને ત્યાંથી આગળ

**વાડી** અને ત્યાંથી આગળ **કુર્દુવાડી** સ્ટેશન આવે છે. અહીંથી પંઢરપુર તીર્થ તરફ બ્રાંચ લાઇનમાં જવાય છે. કુર્દુવાડીથી પુના અને ત્યાંથી મુંબઇ આવ્યા, મુંબઇમાં બે દિવસ રોકાઇ વિશ્રાંતિ લઇ અને ત્યાંથી સીધા શ્રાવણ વદ ૧ રવીવાર તા. ૨૨-૮-૩૭ ના સાંજે

## દ્વારકા

આવ્યા. અહીંઆ ઘણીએ ધર્મશાળાઓ છે, અમે મારવાડીની નવી ધર્મશાળામાં ઊતર્યા. અહીં શ્રી ગોમતીજીમાં સ્નાન અને શ્રી દ્વારકાનાથ [રણછોડજી] અને ત્રીકમરાયનાં દર્શન મુખ્ય છે. ગોમતીજી સ્નાન કરવા માટે અને દ્વારકા નાથજીના મંદિરમાં દર્શન અને ચર્ણ સ્પર્શ કરવા માટે રાજ્યને દંડ [લાગત] દેવી પડે છે. અને તેની છાપેલી પહોંચ મળે છે, જે છ મહિના સુધી ચાલે છે, ગોમતીજીમાં સ્નાન કરીને મંદિરમાં દર્શન માટે આવતાં પચાસથી સાઠ પગથિયાં ઊંચું ચડવું પડે છે, અને ઘાટ ઉપર તથા બાજુમાં ઘણા દર્શન કરવાનાં છે. પછી મંદિરમાં પેસતાં પ્રથમ ત્રીકમરાયનું મંદિર આવે છે, ત્યાંથી દ્વારકાનાથ [રણછોડજી] નું મંદિર આવે છે. સામેની લાઇનમાં માધવરાય; દેવકી માતાજીના મંદિર છે. આગળની બાજુમાં કલ્યાણજી, પુરૂષોત્તમરાયજી, અનીરૂધજી તથા તેની સામે રાધાકૃષ્ણ, બલદેવજી તથા મહાદેવના દર્શન છે. મંદિરની પછવાડે શંકરાચાર્યની ગાદી છે. તેની આગળ જાંબુવંતીજી તથા રાધિકાજી તથા લક્ષ્મી-

નારાયણ, મહાવીર, શંકરાચાર્ય અને લક્ષ્મીજી, સત્યભામાજી અને સરસ્વતિજીના દર્શન છે. સવા રૂપિયો ફી ભરવાથી રણછોડ રાયજીને હાથ વતી સ્નાન કરાવવાને મળે છે. બહારની મોટી પરિક્રમાં સંગમનારાયણ તથા ચક્રનારાયણ, મીરાંબાઇ રામેશ્વર તથા સમુદ્ર કિનારે રૂખમણીજીનું મંદિર; આગળ ચાલતાં રાણેશ્વર અને ધીંગેશ્વર અને કકરાસ કુંડ વગેરેના દર્શન છે. અહીંથી ગોપી તલાવડી મોટર રસ્તેથી પણ જઇ શકાય છે, અને બેટથી વળતાં સમુદ્રની ખાડીમાં વહાણમાં બેસીને પણ જઈ શકાય છે, ગોપી તલાવડીમાં સ્નાન કરવાનું અને ત્યાંથી ગોપીચંદન લેવાનો મહાત્મ્ય છે, અને ઘાટ ઉપર બે ત્રણ મંદિરમાં દર્શન છે. દ્વારકાથી બેટ રેલ્વે રસ્તે ઓખાપૅાર્ટ થઈને જવાય છે. ઓખાપૅાર્ટથી મછવામાં બેસીને બેટમાં ઊતરાય છે. અહીં પણ ઘણી ધર્મશાળાઓ છે. દ્વારકાની માફક અહીં પણ મંદિરમાં દર્શન કરવાને માટે ટેક્સ (લાગત) આપવી પડે છે, મંદિરમાં રણછોડજી અને ત્રીકમજી તથા લક્ષ્મીજી વગેરેના ઘણા દર્શન છે. અહીંથી આશરે એક માઇલ શંખનારાયણ ભગવાનનું મંદિર છે. ત્યાં કુંડમાં મંદિરમાં દર્શન કરાય છે. વચમાં રસ્તામાં પણ—પાંચ સાત મંદિર દર્શન કરવા લાયક આવે છે, અહીં રાત રોકાવાથી શયનના દર્શન આનંદથી થાય છે, અને મજા પડે છે. બેટથી ગોપીતલાવડી થઇને સાંજે પાછા દ્વારકાજી આવ્યા. એવી રીતે દ્વારકામાં ત્રણ દિવસ ખમીને શ્રાવણ વદ ૪ બુધવારે ત્યાંથી રવાના થઇ સંવત ૧૯૯૩ના

શ્રાવણ વદ ૫ ગુરૂવાર તા. ૨૬ ઓગસ્ટ સને ૧૯૩૭ને રોજ બે વાગે સર્વયાત્રા પૂરી કરીને આનંદની સાથે માધાપુર પહોંચી આવ્યા.

**બોલો શ્રી સત્ય નારયાણ પરમાત્માની જય**



# દેહરાદુનથી જમનોત્રી

## નંબર ૧

| સંખ્યા | ચટ્ટીના નામ | માઈલ | સંખ્યા | ચટ્ટીના નામ | માઈલ |
|---|---|---|---|---|---|
| ૧ | દેહરાદુન | ૦ | ૧૩ | કલ્યાણી | ૪ |
| ૨ | રાજપુર | ૭ | ૧૪ | કુમડા | ૫ |
| ૩ | મંસુરી | ૭ | ૧૫ | શીલક્ષીઆરી | ૩ |
| ૪ | સુઆખોલી | ૬ | ૧૬ | રાણીકાડાંડા | ૪ |
| ૫ | ઝાલકી | ૧ | ૧૭ | ગંગાણી ચટી | ૮ |
| ૬ | ધનોલ્ટી | ૮ | ૧૮ | જમુના ચટી | ૬ |
| ૭ | કાનાતાલ | ૮ | ૧૯ | ઓજરી ચટી | ૪ |
| ૮ | વડવાસગામ | ૫ | ૨૦ | રાણાગાંવ | ૩ |
| ૯ | ભલ્ડીઆનાં | ૪ | ૨૧ | હનુમાન ચટી | ૩ |
| ૧૦ | છામગામ | ૩॥ | ૨૨ | મારકંડે ચટી | ૫ |
| ૧૧ | નગુન ચટી | ૭ | ૨૩ | જમનોત્રી | ૪ |
| ૧૨ | ધારાસુ | ૫ | | દેહરાદુનથી કુલ માઈલ ૧૧૦॥ | |

# જમનોત્રીથી ગંગોત્રી

## નંબર ૨

| સંખ્યા | ચટ્ટીના નામ | માઈલ | સંખ્યા | ચટ્ટીના નામ | માઈલ |
|---|---|---|---|---|---|
| ૧ | જમનોત્રી | ૦ | ૮ | સીમલી | ૨ |
| ૨ | મારકંડે | ૪ | ૯ | સીંગોટી ચટી | ૬ |
| ૩ | હનુમાન ચટી | ૫ | ૧૦ | નાકોરી | ૩ |
| ૪ | રાણાગાંવ | ૩ | ૧૧ | ઉત્તર કાશી | ૬ |
| ૫ | ઓજરી | ૩ | ૧૨ | નંગાણી | ૧॥ |
| ૬ | જમુના ચટી | ૪ | ૧૩ | મુનેરી | ૮ |
| ૭ | ગંગાણી | ૬ | ૧૪ | ભટવારી | ૮॥ |

| સંખ્યા | ચટ્ટીના નામ | માઈલ | સંખ્યા | ચટ્ટીના નામ | માઈલ |
|---|---|---|---|---|---|
| ૧૫ | ગંગણાંની | ૧૦ | ૨૦ | ધરાલી | ૩ |
| ૧૬ | રાડા ચટી (શોનગંગા) | ૫ | ૨૧ | ભૈરવ ઘાટી | ૭ |
| ૧૭ | સુકી ચટી | ૪ | ૨૨ | ગંગોત્રી | ૫ |
| ૧૮ | ઝાલા | ૧ | | કુલ માઈલ | ૯૮ |
| ૧૯ | હરસીલ ચટી | ૩ | ૨૩ | ગંગોત્રી–ગોમુખીધારા | ૧૮ |
| | | | | | ૧૧૬ |

# દેવપ્રયાગથી જમનોત્રી ગંગોત્રી

## નંબર ૩

(ધારાસુ અને ઉત્તરકાશી થઈને)

| સંખ્યા | ચટ્ટીના નામ | માઈલ | સંખ્યા | ચટ્ટીના નામ | માઈલ |
|---|---|---|---|---|---|
| ૧ | દેવપ્રયાગ | ૦ | ૧૦ | પીપલચટી | ૫‌॥ |
| ૨ | ખોવેગામ | ૪ | ૧૧ | ભલડીયાના | ૬ |
| ૩ | ધોલાર ઘાટકાઝારનાં | ૧ | ૧૨ | છામ ગામ | ૩॥ |
| ૪ | બીડ કોટ | ૨ | ૧૩ | નગુનચટી | ૭ |
| ૫ | ખરસાડ | ૮ | ૧૪ | ધારાસુ* | ૫ |
| ૬ | નાગો | ૧ | ૧૫ | કુન્ડા | ૯ |
| ૭ | કૈથોલી | ૪ | ૧૬ | નાગોરચટી | ૨ |
| ૮ | રવાલી | ૫ | ૧૭ | લકડ ઘાટ | ૪ |
| ૯ | ટેહરી રાજધારાની | ૧૦ | ૧૮ | ઉત્તર કાશી× | ૩ |

કુલ માઈલ ૮૦

*ધારાસુથી જમનોત્રીનો રસ્તો જુદો પડે છે તે માટે દેહરાદુનથી જમનોત્રી જવાના રસ્તામા જોઈ લેવું નંબર ૧ માં

×ઊત્તરકાશીથી ગંગોત્રી જવાનો રસ્તો જમનોત્રીથી ગંગોત્રી જવાના રસ્તામાં મલી જાય છે તે માટે સામેના પાનામાં જોઈ લેવુ. નંબર ૨ માં

# ગંગોત્રીથી કેદારનાથ.

## નંબર ૪

| સંખ્યા | ચટ્ટીના નામ | માઇલ | સંખ્યા | ચટ્ટીના નામ | માઇલ |
|---|---|---|---|---|---|
| ૧ | ગંગોત્રી | ૦ | ૧૮ | તોલાચટ્ટી | ૪ |
| ૨ | ભૈરવ ઘાટી | ૫ | ૧૯ | ભૈરવચટ્ટી | ૩ |
| ૩ | ધરાલી | ૭ | ૨૦ | ભૌટાચટ્ટી | ૨ |
| ૪ | હરસીલચટ્ટી | ૩ | ૨૧ | ઘુત્તુંચટ્ટી | ૭ |
| ૫ | ઝાલા | ૩ | ૨૨ | ગૌમાંડા | ૪ |
| ૬ | સુકી | ૧ | ૨૩ | દુફંદા | ૩ |
| ૭ | રાડા | ૪ | ૨૪ | પવાલી | ૪ |
| ૮ | ગંગણાની | ૫ | ૨૫ | મંગુચટ્ટી | ૧૦ |
| ૯ | ભટવારી | ૧૦ | ૨૬ | ત્રીયુગી નારાયણ | ૫ |
| ૧૦ | માલ્લા | ૨ | ૨૭ | સોનપ્રયાગ | ૨॥ |
| ૧૧ | સોડેગામ | ૩ | ૨૮ | શીરકટાગણેશ | ૧ |
| ૧૨ | સ્યાલી | ૩ | ૨૯ | ગૌરીકુંડ | ૨ |
| ૧૩ | છુણાંચટ્ટી | ૩ | ૩૦ | ચીરપટીઆ ભૈરવ | ૦॥ |
| ૧૪ | બેલક | ૪ | ૩૧ | ભીમશીલા | ૧ |
| ૧૫ | પગરાણા | ૫ | ૩૨ | રામ વાડા | ૩ |
| ૧૬ | ઝાલા | ૪ | ૩૩ | કેદારનાથ | ૩॥ |
| ૧૭ | બુઢાકેદાર | ૫ | | | |

ગંગોત્રીથી કુલ માઇલ ૧૨૨॥

# કેદારનાથથી બદ્રીનાથ

## નંબર ૫

| સંખ્યા | ચટ્ટીના નામ | માઈલ | સંખ્યા | ચટ્ટીના નામ | માઈલ |
|---|---|---|---|---|---|
| ૧ | કેદારનાથ | ૦ | ૨૫ | ચમોલી (લાલસાંગા) | ૩ |
| ૨ | રામવાડા | ૩॥ | ૨૬ | મઠચટી | ૨ |
| ૩ | ભીમશીલા | ૩ | ૨૭ | સૈયા સેંણુ | ૪ |
| ૪ | ગૌરીકુંડ | ૧॥ | ૨૮ | હાટચટી | ૧ |
| ૫ | સોનપ્રયાગ | ૩ | ૨૯ | પીપલ કોટી | ૨ |
| ૬ | રામપુર ચટી | ૨ | ૩૦ | ગરૂડ ગંગા | ૪ |
| ૭ | ફાટાચટી | ૩ | ૩૧ | ટંગણુ ચટી | ૨ |
| ૮ | મૈખંડા | ૨ | ૩૨ | પાતાલ ગંગા | ૨ |
| ૯ | નારાયણકોટી (બ્યોંગ) | ૨ | ૩૩ | ગુલાબકોટી | ૨ |
| ૧૦ | નાલાચટી | ૧॥ | ૩૪ | કુમારચટી (હેલંગ) | ૨ |
| ૧૧ | ગુપ્તકાશી | ૧ | ૩૫ | ખનોટી | ૨ |
| ૧૨ | ઊષી મઠ | ૩ | ૩૬ | ઝડકુલા | ૧ |
| ૧૩ | બ્રહ્મ (ગણેશ) ચટી | ૩ | ૩૭ | સીંધધારા | ૨ |
| ૧૪ | દુર્ગાચટી | ૨ | ૩૮ | જોસી મઠ (જ્યોર્તીમઠ) | ૧ |
| ૧૫ | પોથી વાસા | ૩ | ૩૯ | વિષ્ણુપ્રયાગ | ૨ |
| ૧૬ | બનીઆ કુંડ | ૩ | ૪૦ | બલદોડાચટી | ૧ |
| ૧૭ | ચોપતા | ૩ | ૪૧ | ધાટચટી | ૪ |
| ૧૮ | તુંગનાથ | ૩ | ૪૨ | પાંડુકેશ્વર (પાડું કેશવ) | ૨ |
| ૧૯ | ભીમદ્વાર ચટી | ૩ | ૪૩ | શેષધારા | ૧ |
| ૨૦ | પાંગર વાસા | ૩ | ૪૪ | વિનીક (ગણેશ) ચટી | ૧ |
| ૨૧ | મંડલચટી | ૪ | ૪૫ | લામબગડ | ૧ |
| ૨૨ | સીંધેના ચટી | ૨ | ૪૬ | હનુમાન ચટી | ૩ |
| ૨૩ | વૈતરણી કુંડ | ૨॥ | ૪૭ | શ્રી. બદ્રીનાથજી | ૫ |
| ૨૪ | ગોપેશ્વર | ૦॥ | | | |

કેદારનાથથી કુલ માઈલ ૧૦૭॥

# હરદ્વારથી સીધા કેદારનાથ

## નંબર ૬

| સંખ્યા | ચટ્ટીના નામ | માઈલ | સંખ્યા | ચટ્ટીના નામ | માઈલ |
|---|---|---|---|---|---|
| ૧ | હરદ્વાર | ૦ | ૨૧ | કાંડી | ૧ |
| ૨ | ભીમગોડા | ૧ | ૨૨ | ભૈરો ખાલ | ૧ |
| ૩ | સત્યનારાયણ | ૫॥ | ૨૩ | વ્યાસ ઘાટ ચટી | ૨ |
| ૪ | રામનગર | ૬॥ | ૨૪ | છાલડી ચટી | ૩॥ |
| ૫ | ઋષિકેશ | ૧ | ૨૫ | ઊમરાસુ | ૨ |
| ૬ | લક્ષમણ ઝુલા | ૩ | ૨૬ | સૌડ ચટી | ૨ |
| ૭ | ગરૂડચટી | ૨ | ૨૭ | દેવ પ્રયાગ * | ૧॥ |
| ૮ | ફુલવાડીચટી | ૨ | ૨૮ | વીંધ્યા કોટી | ૩ |
| ૯ | ગુલ્લરચટી | ૩ | ૨૯ | સીતા કોટી | ૩ |
| ૧૦ | મહાદેવ સૈણ | ૧॥ | ૩૦ | રાણી બાગ | ૩ |
| ૧૧ | નઈ મોહન | ૦॥ | ૩૧ | રામપુર | ૨ |
| ૧૨ | છોટી, બીંજની | ૨ | ૩૨ | અરકણી | ૩ |
| ૧૩ | બડી બીંજની | ૦॥ | ૩૩ | બીલ્વકેદાર | ૨ |
| ૧૪ | ન્યોડ ખાલ | ૩ | ૩૪ | કમલેશ્વર | ૨ |
| ૧૫ | કુંડ ચટી | ૩ | ૩૫ | શ્રીનગર | ૧ |
| ૧૬ | બંદર મેલ ચટી | ૩ | ૩૬ | સુકતા | ૪ |
| ૧૭ | મહાદેવ સૈણ | ૩ | ૩૭ | ભટ્ટીસેરા | ૩॥ |
| ૧૮ | ઓખલ ઘાટ ચટી | ૨॥ | ૩૮ | છાતીખાલ | ૧॥ |
| ૧૯ | સીમાલા ચટી | ૧ | ૩૯ | ખાંકરા | ૨ |
| ૨૦ | ખાંડા ચટી | ૨ | ૪૦ | નરકોટા | ૨॥ |

* અહીંથી જમનોત્રી, ગંગોત્રી, ટેહરી જવાનો રસ્તો જુદો પડે છે. તેને માટે નંબર ૩ માં જોવું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૧ | પંચભાઇચોંકી ધાર | ૧ | ૫૫ | નારાયણકોટી બ્યોંગ | ૩ |
| ૪૨ | ગુલાબરાય ચટી | ૨॥ | ૫૬ | મૈખંડા | ૨ |
| ૪૩ | રૂદ્ર પ્રયાગ × | ૨ | ૫૭ | ફાટા | ૩ |
| ૪૪ | છતૌલી | ૪॥ | ૫૮ | રામપુર | ૩ |
| ૪૫ | તીલવાડા | ૧॥ | ૫૯ | ત્રીયુગી નારાયણ | ૪॥ |
| ૪૬ | રામપુર ચટી | ૧ | ૬૦ | સોન પ્રયાગ | ૨॥ |
| ૪૭ | અગસ્ત મુની | ૩॥ | ૬૧ | શીરકટા ગણેશ | ૧ |
| ૪૮ | છોટા નારાયણ મંદિર | ૦॥ | ૬૨ | ગૌરી કુંડ | ૨ |
| ૪૯ | સૌડ ચટી | ૨ | ૬૩ | ચીરપટીઆ ભૈરવ | ૦॥ |
| ૫૦ | ચંદ્રાપુરી | ૧॥ | ૬૪ | ભીમ શીલા | ૧ |
| ૫૧ | ભીરી | ૩ | ૬૫ | અમાર ચટી | ૦॥ |
| ૫૨ | કુંડ | ૩ | ૬૬ | રામવાડા | ૨॥ |
| ૫૩ | ગુપ્ત કાશી | ૩ | ૬૭ | શ્રીકેદાર નાથ | ૩॥ |
| ૫૪ | નાલા ચટી | ૧ | | | |

કુલ માઇલ ૧૫૦॥

+ અહીંથી કર્ણપ્રયાગ જવાનો રસ્તો જુદો પડે છે. તેને માટે નંબર ૭ માં જોવું.

## શ્રી. બદ્રીનાથથી દેવપ્રયાગ. ઋષિકેશ થઇને હરદ્વાર

### નંબર ૭

| સંખ્યા | ચટ્ટીના નામ | માઇલ | સંખ્યા | ચટ્ટીના નામ | માઇલ |
|---|---|---|---|---|---|
| ૧ | શ્રી બદ્રીનાથ | ૦ | ૫ | પાંડુકેશ્વર | ૧ |
| ૨ | હનુમાન ચટી | ૫ | ૬ | ઘાટ ચટી | ૨ |
| ૩ | લામ બગડ | ૩ | ૭ | બલદોડા ચટી | ૪ |
| ૪ | શેષધારા | ૨ | ૮ | વિષ્ણુ પ્રયાગ | ૧ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૯ | જોષી મઠ | ૨ | ૩૫ | કમેડા ચટી | ૪ |
| ૧૦ | સંઘધારા | ૧ | ૩૬ | શીવાનંદી | ૩ |
| ૧૧ | ઝડકુલા ચટી | ૨ | ૩૭ | રૂદ્રપ્રયાગ | ૭॥ |
| ૧૨ | ખનોટી | ૧ | ૩૮ | ગુલાબરાય | ૨ |
| ૧૩ | કુમાર ચટી (હેલંગ) | ૨ | ૩૯ | પંચભઇયાકી ધાર | ૨॥ |
| ૧૪ | ગુલાબકોટી | ૨ | ૪૦ | નરકોટ ચટી | ૧ |
| ૧૫ | પાતાલગંગા | ૨ | ૪૧ | ખાંકરા | ૨॥ |
| ૧૬ | ટંગણુ ચટી | ૨ | ૪૨ | છાંતીખાલ | ૨ |
| ૧૭ | ગરૂડગંગા | ૨ | ૪૩ | ભટીશેરા | ૧॥ |
| ૧૮ | પીપલકોટી | ૪ | ૪૪ | સુક્રતા ચટી | ૩॥ |
| ૧૯ | હાટ ચટી | ૨ | ૪૫ | શ્રીનગર | ૪ |
| ૨૦ | સૈયાશેંણુ | ૧ | ૪૬ | કમલેશ્વર | ૧ |
| ૨૧ | બાવલી ચટી | ૨ | ૪૭ | બીલ્વકેદાર | ૨ |
| ૨૨ | છીનકા | ૧ | ૪૮ | અરકણી | ૨ |
| ૨૩ | મઠ ચટી | ૧ | ૪૯ | રામપુર ચટી | ૩ |
| ૨૪ | ચમૌલી (લાલસાગા) | ૨ | ૫૦ | રાણીબાગ | ૨॥ |
| ૨૫ | કુહેડગદના | ૨॥ | ૫૧ | સીતાકોટી | ૩ |
| ૨૬ | મૈઠાના | ૨ | ૫૨ | વીંધ્યાકોટી | ૩ |
| ૨૭ | નંદ પ્રયાગ | ૩ | ૫૩ | દેવ પ્રયાગ | ૩ |
| ૨૮ | સોનલા ચટી | ૩ | ૫૪ | સૌડ ચટી | ૧॥ |
| ૨૯ | હાડાકોટી ચટી | ૧॥ | ૫૫ | વ્યાસ ઘાટ | ૭॥ |
| ૩૦ | લંગાસુ ચટી | ૧॥ | ૫૬ | કાંડી | ૩ |
| ૩૧ | જૈકુંડી | ૨ | ૫૭ | સેમલ ચટી | ૩ |
| ૩૨ | કર્ણ પ્રયાગ | ૪॥ | ૫૮ | બંદરમેળ | ૬॥ |
| ૩૩ | ચટવા પીપલ | ૪ | ૫૯ | કુંડ ચટી | ૩ |
| ૩૪ | ગણીચર | ૨ | ૬૦ | બડી બીંજની | ૬ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬૧ | નાઇમોહન | ૩ | ૬૫ | લક્ષ્મણઝુલા | ૨ |
| ૬૨ | મહાદેવસેંણ | ૧ | ૬૬ | ઋષિકેશ | ૩ |
| ૬૩ | ફુલવાડી | ૪ | ૬૭ | સત્યનારાયણ ચટી | ૭॥ |
| ૬૪ | ગરૂડ ચટી | ૨ | ૬૮ | હરદ્વાર | ૬॥ |

કુલ માઇલ ૧૮૫॥

## કર્ણપ્રયાગથી કાઠગોદામ રેલ્વે સ્ટેશન

નંબર ૮

| સંખ્યા | ચટ્ટીના નામ | માઇલ | સંખ્યા | ચટ્ટીના નામ | માઇલ |
|---|---|---|---|---|---|
| ૧ | કર્ણપ્રયાગ | ૦ | ૧૪ | દ્વારાહાર ચટી | ૩ |
| ૨ | સેમલી | ૩॥ | ૧૫ | ચંડેશ્વરચટી | ૩ |
| ૩ | ભટોલી | ૧॥ | ૧૬ | બગોલીઆ પોખર | ૫ |
| ૪ | આદીબદ્રી | ૪॥ | ૧૭ | મઝખાલી ચટી | ૭ |
| ૫ | ઝોંકાપાની ચટી | ૪॥ | ૧૮ | કાકડાઘાટ | ૬ |
| ૬ | દીવાલી ખાલ | ૨ | ૧૯ | રાણીખેત× | ૫॥ |
| ૭ | ગોવીંદ ચટી | ૪ | ૨૦ | ખૈરના | ૫॥ |
| ૮ | ધુનારઘાટ | ૧॥ | ૨૧ | ગરમપાની | ૭ |
| ૯ | માઇલ ચોરી | ૫ | ૨૨ | ભુવાલી | ૧૧ |
| ૧૦ | સીમલખેત | ૩ | ૨૩ | ભીમતાલ | ૪ |
| ૧૧ | ચૌખુટીઆં * | ૫ | ૨૪ | રાનીબાગ | ૬ |
| ૧૨ | ગવાલીચટી | ૩॥ | ૨૫ | કાઠગોદામ | ૨ |
| ૧૩ | ચિત્રેશ્વર ચટી | ૫ | | | |

કુલ માઇલ ૧૦૮

* અહીંથી રામનગર સ્ટેશનનો રસ્તો જુદો પડે છે.

× અહીંથી મોટરબસ પણ મળે છે,.

## મેલ ચોરીથી રામનગર, રેલ્વે સ્ટેશન

નંબર ૯

| સંખ્યા | ચટ્ટીના નામ | માઈલ | સંખ્યા | ચટ્ટીના નામ | માઈલ |
|---|---|---|---|---|---|
| ૧ | માઇલ ચોરી | ૦ | ૧૦ | ગુજરઘાટી | ૩ |
| ૨ | ગણાઈ | ૯ાા | ૧૧ | પનવાઘોખન | ૫ |
| ૩ | ત્યાડ | ૪ાા | ૧૨ | ગોદી ચટ્ટી | ૨ |
| ૪ | માસી | ૨ાા | ૧૩ | ટોટા આમ | ૬ |
| ૫ | વૃધકેદાર | ૪ | ૧૪ | સૌરાલ | ૭ |
| ૬ | ભીકીયા સૈંણ | ૩ | ૧૫ | કુમારીઆ | ૩ |
| ૭ | શ્રીકોટ | ૩ | ૧૬ | મોહન | ૩ |
| ૮ | બાસોટ | ૨ | ૧૭ | ગરજીઆ | ૫ |
| ૯ | ગ્વાલખાણુ | ૩ાા | ૧૮ | રામનગર | ૮ |

કુલ માઈલ ૬૯ાા

## શ્રીનગરથી કોટદ્વાર રેલ્વે સ્ટેશન

| સંખ્યા | ચટ્ટીના નામ | માઈલ | સંખ્યા | ચટ્ટીના નામ | માઈલ |
|---|---|---|---|---|---|
| ૧ | શ્રીનગર | ૦ | ૬ | દ્વારીખાલ | ૭ |
| ૨ | પૌડી | ૮ | ૭ | ડાડા મંડી | ૬ |
| ૩ | અધ્વાની | ૧૦ | ૮ | દુગંડાં | ૬ |
| ૪ | કલેથ | ૯ | ૯ | કોટદ્વાર | ૧૦ |
| ૫ | બાંઘાટ | ૩ | | | |

કુલ માઈલ ૫૯



